 

# સતી સીમંતિની નાટક.

## ત્રિઅંકી.

પુર્વ કથામાંથી કર્તા અ. સૌ. હરીસુખગૌરી.

તે

રા. રા. વામનરામ કપિલરામની પત્ની.

અને

સુરતવાસી સ્વર્ગસ્થ રા. બા. મુગટરાય મણિરામની પુત્રી.

( આવૃત્તિ બીજી )

વડોદરા.

"શ્રી સયાજી વિજય પ્રેસ."

સને ૧૯૦૫.

—o-o-o-o-o—



કિંમત રૂપીયો એક.



## ગીતિ. ૧

મંગળકારી દેવા, સિદ્ધિ બુદ્ધિના સ્વામીની સેવા;
લક્ષ લાભ ને આપી, વિઘ્ન નિવારણ કરતા છે દેવા. ૧
એવા ઉમેશ કેરા, ગણેશ પુત્રની ગણના ના થાયે;
સિંદૂર ને ફળ ફૂલથી, દુંદાળો એ દેવ પ્રસન્ન થાયે. ૨

## સ્તુતિ. ૨

રામચંદ્ર રઘુવીર, જય જય રામચંદ્ર રઘુવીર;
દશરથ નંદન પાપ નિકંદન, સીતા પતિ શૂરવીર. જય જય. ૧
ભવ ભીડ ભંજન તું છે નિરંજન, લજ્જા રાખો શ્રી રઘુવીર. જય જય. ૨
પૂજન કરીએ પ્રેમ ધરીને; દાસ થઇ મન ધીર. જય જય. ૩












## શાર્દૂલ વિક્રીડિત. ૩

આદિતે નમું ઇષ્ટ દેવ તમને, સોમે શિવા માતને,
ભોમે ભક્તિ કરૂ ભવેથી તરવા, વદુ વિભુ તાતને,
બુધે બંધુ ગણેશ વીર કરજો, રે વૃદ્ધિ બુદ્ધિ તણી,
ગુરૂએ ગુરૂદેવ ભક્તિ કરીને, શુક્રે સ્મરૂ શાકિની, ૧
મંદીએ મનથી અને વચનથી, વદું હનુમંતને,
સાતે વાર નમું પ્રભુ પદ વિષે, રાખી નીતિ પંથને;
આ સંસાર અસાર ક્ષાર તરવા, તારોજ તુ, તારજે,
ભૂલે જે ભવમાં હરિસુખ મૂકી, તેને તું ઉગારજે. ૨

## દોહરો. ૪

પઢી નથી પિંગળ કંઈ, નથી ગૂર્જરી જ્ઞાન,
કાવ્ય કૃતિ જાણું નહિ, નથી શાસ્ત્રનુ ભાન. ૧
ઇશ કૃપાએ આ રચ્યું, સતી તણું આખ્યાન,
હાંસી ન કરશો દોષની, માગું કરી પ્રણામ. ૨

## છપ્પો. ૫

ઉત્તમ શ્રાવણ માસ, શિવ સેવાનો કહાવે,
પુણ્ય પર્વણી જેહ, સોમવારની આવે;
સીમંતિની આખ્યાન, ભણે નારી જે ભાવે,
થાય સંપત્તિ સુખ, દુઃખ સ્વપ્ને નવ આવે,
પૂર્વ ગ્રંથમાં છે લખ્યું, નારી એ વ્રત આચરે,
થાય અખંડ સૌભાગ્યને, શંકર સાહ્ય સદા કરે.

# અર્પણ પાત્રિકા.

અખંડ સૌભાગ્યવંતાં **નંદાગૌરી.**

તે

રા૦ બ૦ નંદશંકર તુળજાશંકર

નાં

પત્ની.

અને

રા૦ રા૦ વિદ્યારામ મોતીરામ

નાં



[illegible]રાણી.

સગુણી હું શાંતી, [illegible] સુખ સાધ્વી સવિનયી,
ઉમંગી આનંદી, નીતિ ગુણ ગ્રહી શોભીત થઈ;
ગુણી વંશ[illegible] અહું ગુણ કુટુંબીજ ગ્રહિણી,
જી સુ નંદાગૌરી [illegible] મુજ પતિ તણી છેજ ભગિની. ૧
[illegible] [illegible] બ્હેની, મુજ રચિત આ પુસ્તક ગ્રહી,
વિનયે હું અર્પું, મમ પતિની આજ્ઞાધીન રહી;
જુઓ આ સંસારે, સુખ દુઃખ તણો જે ભવનિધી,
તરો ભક્તિ નાવે, નિશદીન ગ્રહી સત્યજ વિધી. ૨

આપ મારા શ્વસુર પક્ષમાં સ્ત્રી વર્ગમાં વડીલ, અને માયાળુ છો, આપ સદ્ગુણી, સ્ત્રી જાતિને શોભાવનાર, શિયળ ભૂષણુ ધરનાર, ઇશ્વર ભક્તિને અનુસરનાર અને કેળવણીને ઉત્તેજન આપનાર છો. મારા સ્વામીના માતુશ્રીનો અકાળ સ્વર્ગવાસ થયો ત્યારે મારા પતિની તેમજ તેમના બન્યો લઘુ બંધુઓની સંભાળ લેનાર ઘણાજ પવિત્ર પૂજનીય, મારા સ્વામીના માસી, તે આપના માતુશ્રી, સ્વર્ગસ્થાને ઓચ્છવલક્ષ્મી છે. ટુંક મુદતપર તેમનો સ્વર્ગવાસ થતાં સુધી તેમણે મારા પતિના કુટુંબની અખુટ પ્રેમ અને માતા તુલ્ય લાગણીથી સંભાળ લીધી છે. આપ પણુ પ્રાયમથી મારા સ્વામી પ્રત્યે ભ્રાતૃભાવની લાગણી અને ભાવના રાખતાં આવ્યાં છો, આ સર્વનો બદલો હમે બીજી કોઈ પણુ રીતે વાળી શકીએ એમ નથી. આપના પ્રીતિભાવને લીધે, વડીલ ભગિનિ, આ મારૂં લઘુ પણુ નીતિ, રીતિ અને ભક્તિથી ભરપુર સતી સીમંતિની નાટકનું પુસ્તક, આપની માયાળુ પરવાનગીથી ઉપકારના ઉદ્ગાર સાથે આપને અર્પણુ કરવાની આજ્ઞા લઉંછુ.

સુરત, તા. ૧ ફેબ્રુવારી ૧૯૦૪.<br>સને ૧૯૬૦ ના માહસુદ પુનેમ<br>ને વાર સોમ.

લી. કર્ત્રી.

# પ્રસ્તાવના.



આ એક નાની આખ્યાયિકા મેં મારી અલ્પમતિથી બહાર પાડી છે જેમ રેતીમાંથી સુવર્ણ શોધી ગ્રહણ કરાય છે, તેમજ એક પૂર્વ ગ્રંથમાંથી સુવર્ણરૂપ સતી સીમંતિનીની કથા મેં નાટકરૂપે વર્ણવી છે. આ નાટક શિવ પુરાણમાંની એક આખ્યાયિકા ઉપરથી લીધેલું છે. તેના અસલમાં જરા પણ ફેર નહિ કરતાં તેમને તેમજ રાખ્યું છે. ભક્તિ માર્ગ વિષે નાટક હોવાથી ભક્તિવાળા જનોને તથા નાટકરૂપે હોવાથી નાટક શોખીન પ્રજાને તે આવકારદાયક થઇ પડશે સંભવ છે વાચન એ જીંદગીની બહુ ઉપયોગી ચીજ ગણાય છે. અને તેમાં પણ ભક્તિનું–પૂર્વ ભવ સુધારવાના રસ્તાનું–વાચન ઉત્તમ ગણાય એમાં તો બે મત હોઇ શકેજ નહિ. આ પુસ્તક ભાષાંતર નથી, પણ અસલમાંની બાબતો ગદ્ય તથા પદ્યમાં ઉતારી છે.

આ પુસ્તકમાંથી બોધ બહુજ લેવાનો છે. હિંદુ ધર્મમાં શિવભક્તો ઘણા છે; તેઓને આ પુસ્તક બહુજ ઉપયોગી છે. શિવપૂજા કેવી કેવી મુસ્કેલીમાંથી ઉગારે છે, તથા શિવભક્તનું હાસ્ય કરવાથી કેવાં ભયંકર પરિણામો સોસવાં પડે છે, અત્યંત સુખમાં પણ દુઃખ કેવું આવી ઊભું રહે છે, નીતિન્યાયથી ચાલનારની અતિશય કસોટી કર્યા પછી ઇશ્વર તેને કેવી સહાય કરે છે, ભક્તિ એજ જેનું જીવન છે, એવા માણસોને બીજી ઉપાધિ કેટલી થોડી અડચણ કરે છે, ઋષિપત્નીનો સત્સંગ કેવો સુખદાયક છે, શાણી પ્રિયતમા કેવું ઘરનું સુખ છે, સુશિયલ પુત્ર પોતાના માતા પિતાપર કેવી દૃઢ પ્રીતિ રાખે છે, અને તેમને સંકટમાંથી છોડવવા કેવો તત્પર થાય છે, શકુન પણ

અમુક અંશે દેવા સાચા નીવડે છે, નાગદેવ પણ શિવભક્તપર કેવા પ્રસન્ન રહે છે, વિગેરે બાબતો આ પુસ્તકમાં બતાવેલી છે. પતિવ્રત વિષે, ઋષ્યઆતિથ્ય વિષે, તથા શાપ વિષે પેટાવાર્તાઓ બહુ જાતની છે.

હિંદુ સંસારમાં અને તેમાં મુખ્યત્વે કરીને ઉચ્ચ જ્ઞાતિમાં સ્વામીજ સ્ત્રીનું સર્વસ્વ છે. માટે ઇષ્ટ સેવા અને સ્વામી સેવા સ્ત્રીજાતિએ શિયળ-નીતિથી કરવીજ જોઇએ. સ્વામીજ સ્ત્રીનું જીવન છે. સીમંતિનીએ સત્ય શિયળથીજ સ્વામીનું સુખ લીધું છે. સ્ત્રીના સૌભાગ્યની વૃદ્ધિ ઇશ્વિરસેવાથી તથા સત્યનિયમે થાય છે. આ અસાર સંસાર સમુદ્રમાં શિયળ ભૂષણને ધારણ કરી ઇશ્વિરરૂપ સ્વામીનો સેવા કરી, નિયંતા-નાથની કૃપારૂપ નાવમાં બેસી તરવું, એ સ્ત્રી જાતિને ઉગરવાનો ઉત્તમ માર્ગ છે. દુનિયામાં ધર્મો જુદા જુદા છે, પૂજન જુદું જુદું છે, પરંતુ જગતકર્તા પરમેશ્વર તો સહુનો એકજ છે. માટે સર્વ બેહેનો તથા ભાઇઓએ સુખી થવા માટે પોત પોતાના ધર્મને અનુ-સરી ઇષ્ટદેવની કૃપા મેળવવા પ્રયાસ કરવો જોઇએ.

મેં શાળામાં અભ્યાસ કીધો નથી; મારા પૂજ્ય પિતાએ જાતે શ્રમ લઈ વાંચતાં લખતાં શીખવ્યું હતું, અને ભાગવત વિગેરે પુસ્તકો વાંચવા સૂચના કીધી હતી. હું દોઢ વર્ષની હતી ત્યારે મારાં માતા ગુ-જરી ગયાં હતાં. પછી મારા માયાળુ વડિલ બેહેન હીરાગૌરી તથા તેમના તેવાજ માયાળુ સ્વભાવના સ્વામી સ્વર્ગસ્થ રા. રા. હરિસુખરામ માણેકરામે, તથા મારા બીજાં બહેન અ. સૌ. કપિલાગૌરીએ મારી સંભાળ લીધી હતી. ત્યાર પછી મને ઉછેરી પાલન કર્તા મારા માતા-તુલ્ય અ. સૌ. પવિત્ર લલિતાગૌરીએ તથા તેમના પતિ મારા વડિલ કાકા રા. બા. મુકુંદરાય મણિરાયે મને નાનપણથી દેવસેવાને, ઇષ્ટ ભક્તિનો રસ્તો બતાવી સદ્બુદ્ધિ આપી હતી. જેથી હું આજ આ પુસ્તક લખ

શકીછું. અને મારાં વડિલ બ્હેન ગુણિયલ અ. સૌ. ઇન્દિરાગૌરીએ પણ મારા ઉપર પોતાનું પ્રેમાળ વર્તન રાખ્યું છે તે માટે એ સર્વનો ઉપકાર હું આ સ્થળે માનુંછું. આ પુસ્તક રચવામાં, સુધારવામાં, તથા તેમાં દરેક જાતનું ઉત્તેજન આપવા માટે હું મારા શિરછત્ર સ્વામીની આભારી છું.

આ મારા અલ્પમતિથી રચેલા પુસ્તકમાં ઘણી ખામીઓ હશે. પરંતુ સુજ્ઞ સન્નારીએ તથા સજ્જનો તે માટે ક્ષમા કરી આ નાના પુસ્તકમાંથી સાર ગ્રહણ કરશે એવી વિનંતી છે.

છેવટે આ પુસ્તક સંબંધી યોગ્ય સૂચના રા. બ. મુકુંદરાય મણિરાય, માજી ફર્સ્ટક્લાસ સબજડ્જ સાહેબ, મારા ભાણેજ રા. રા. માકંડ નંદશંકર મહેતા, બી. એ. એલ. એલ. બી., હાઇકોર્ટ પ્લીડર તથા મારા ભત્રિજા રા. રા. ભાનુસુખરામ નિર્ગુણરામ, રાજકોટ રાજકુમાર કૅાલેજના સાયન્સ શિક્ષક, એમણે આપી છે તે માટે તેઓનો ઉપકાર માનવાનું આ જગ્યાએ મારે ભૂલી જવું જોઇએ નહિ.

} લી. કર્તા.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

આ પુસ્તકની પહેલી આવૃત્તિની ૧૦૦૦ પ્રત છપાવેલી હતી, તે ૭ મહિના જેટલા ટૂંકા વખતમાં ખપી ગઈ છે, એ આ પુસ્તકની લોકપ્રિયતાની સાબીતી છે, અને તેથી આ બીજી આવૃત્તિ કાઢવી પડી છે. આ આવૃત્તિમાં કન્યાઓને બોધદાયક એક નવો પ્રવેશ ઉમેરવામાં આવ્યો છે, તથા બીજે પણ ઘટતો સુધારો કરવામાં આવ્યો છે. આ પુસ્તક ખપવા ખપાવવામાં જે સુજ્ઞ ગૃહસ્થોએ આશ્રય આપ્યો છે તે માટે તેમનો આભાર માનવામાં આવે છે.

મારી માતાએ પોતાની પાછળ એક પુત્ર તથા ત્રણ પુત્રી મૂકયાં હતાં. ભાઈ મદનરાય મારાથી મોટા અને મારી બેનોથી નાના હતા. મારી માતાના દેવલોક પછી મારા પૂજ્ય કાકા રા. બ. સુકુંદરાયજીએ અમો સર્વ ભાઇ બ્હેનની સંભાળ લીધી હતી. મારા વડિલ ભાઇ મદનરાય વકીલ હતા. અને તે ઘણી પ્રખ્યાતિ પામ્યા હતા. પરંતુ જણાવવાને દિલગીર છું કે તેમની ભરયુવાનીમાં પાત્રીસ વર્ષની વયે પોતાની પાછળ સ્ત્રી, બે પુત્ર, અને બે પુત્રી મૂકી સ્વર્ગવાસી થયા છે.

આ પુસ્તક મૂળ ધર્મ સંબંધી વિષયને લઇને રચવામાં આવ્યું છે અને તેનો પ્રધાન ઉદ્દેશ પતિવ્રત તથા સ્ત્રી સદગુણો ખીલવવાનો છે. નાટકનું રૂપ આપવાનું કારણ એટલુંજ છે કે વાતચિતના રૂપમાં હોવાથી વાંચકને રસ પડે, અને રસ પડેલું વાંચન સારી રીતે પચીશકે.

આ પુસ્તક સંબંધી જે કાંઇ યોગ્ય સુચના કરવામાં આવશે તે માટે ઉપકાર થશે.

કુંડલા તા. 　　　　　　　　　　　　　　　　ગ્રંથકર્ત્રી.

## પાત્રો.

### પુરૂષ વર્ગ.

**ચિત્રવર્મા**—મગધ દેશનો રાજા.

**ચંદ્રસેન**—નૈષધ દેશનો રાજા.

**ચંદ્રાંગદ**—તેનો પુત્ર.

**ભાનુસિંહ** }
**સૂર્યસિંહ** } —ચંદ્રાંગદના મિત્રો.

**કુરસેન**—ચંદ્રસેનનો પિત્રાઈ ભાઈ.

**પ્રમાદસિંહ**—તેનો પ્રધાન.

**ગુમાનસિંહ**—વિદર્ભ દેશનો રાજા.

**વીરસિંહ**—તેને પ્રધાન

**વેદમિત્ર** }
**સારસ્વત** } —વિપ્રો.

**સવિદ્યાધર**—વેદમિત્રનો પુત્ર.

**શ્યામવાન**—સારસ્વતનો પુત્ર.

**વિદ્યાધર**—જોશી.

**તક્ષક**—પાતાલનો નાગ.

**દમનક** }
**કર્કોટક** } —રાક્ષસો.

**ભારદ્વાજ**—ધર્મગુરૂ.

### સ્ત્રી વર્ગ.

**સત્યવતી**—ચિત્રવર્માની રાણી.

**સુલક્ષણા** }
**સુમેધા** } —તેની દાસીઓ.

**સીમંતિની**—સત્યવતીની પુત્રી.

**માલવિકા** }
**ચતુરિકા** } —તેની સખીઓ.

**સાત્વિકા** }
**શશિકલા** } —સીમંતિનીની દાસીઓ.

**મૈત્રેયી**—યાજ્ઞવલ્કય ઋષિની પત્ની.

**યશાવતી**—ચંદ્રસેનની રાણી.

**નર્મદા**—સારસ્વતની પત્ની.

ખલાસીઓ, સિપાઇઓ, નાગણીઓ, દાસી વિગેરે તથા સૂત્રધાર અને નટી.



-

## અંક પહેલો.



### પ્રવેશ ૧.

### સ્થળ—રંગભૂમિ.

### સૂત્રધાર અને નટી; પાછળથી પાત્રો.

**સૂત્રધાર**—અરે! મારી પ્રિયા અને હું સાથેજ આ રંગભૂમિમાં આવવા તૈયાર થયાં, પણ મારી વહાલી પ્રિયાને વાર હોવાથી હું એકલોજ આવ્યો. હજી, પ્રિયા કેમ આવી નહિ વારૂ? પ્રિયા આવી નથી તો આવશે. હું સરસ્વતી દેવીનું સ્મરણ તો કરૂં.

**ગીતિ. ૧**

મયૂર વાહનીં માતા, સરસ્વતી મુજ જીબ્હાએ વસજો;
ગણેશ ગરવા દેવા, વિઘ્ન સહુ આ જગનાંરે હરજો. ૧
મંદ મતિ અજ્ઞાની, જ્ઞાની સતીના ગુણ ગાવા યાચું;
આપો શુભ મતિ મુજને, દાસ તમારો હું પાયે લાગું. ૨

(નટી આવે છે.)

**નટી**—પ્રાણનાથ, વંદન કરૂંછું. કંઇ આજ્ઞા હોય તો આ દાસી હાજર છે. આપની આ પવિત્ર અને સુંદર પ્રાર્થનાનો સ્વર સાંભળી ત્વરાથી આપની સમક્ષ આવી છું પ્રાણનાથ.

**સૂત્રધાર**—પ્રિયા, આજે વાર કેમ લાગી વારૂ?

**નટી**—શિરછત્ર, આજે આપણે આ સભામાં જે ખેલ ભજવવો છે તે પ્રસંગે સતીઓના વર્ણન વિષેનું એક પદ બનાવવામાં ગુંથાઈ હતી. આપની આજ્ઞા હોય તો એ ગાઇ સંભળાવું, સ્વામીનાથ.

**સૂત્રધાર**—હા મારી સદ્‌ગુણી પ્રિયા, આ રંગ ભૂમિમાં પધારેલા સર્વે સદ્‌ગૃહસ્થોનાં મન રંજન કરવા અર્થે ગાયન શરૂ કરો.

**નટી**—( ગાયન શરૂ કરે છે. )

**પદ ૨**

સાવધ રહી ગુણ ગાઉ સતીના, જે આ જગમાં ગવાઇરે,
દમયંતી સાવિત્રી નારી, સુલોચના સતી જેવી રે,
અહલ્યા તારાને પાંચાળી, સીતા મંદોદરી એવીરે. સાવધ. ૧
ચ્યવન ઋષિની સાધવી નારી, ધન્ય સુકન્યા ભારીરે,
સીમંતિની સતી નારી થઇ છે, વળી શકુન્તલા સારીરે. સાવધ. ૨
અનસૂયા અત્રિની નારી, અપૂર્વ કીર્તિ એનીરે,
સાવધ રહી શિવ ઉમયા પૂજ્યાં, સત્ય શિયળને સેવીરે. સાવધ. ૩
સતી સાધવી સહુ નારીના, વર્ણવી ગુણ છે ગાયારે,
સહુ નારીઓ થજો સાધવી, જેવા ગુણ ગવાયારે. સાવધ. ૪

**સૂત્રધાર**—શાબાશ પ્રિયા, સાધ્વી સ્ત્રીઓનો મહિમા અપૂર્વ છે. પ્રિયા, મારે આજે સતી સીમંતિનીનો ખેલ ભજવી બતાવવાનો છે; તે કાર્યમાં તું મને તારા સુવિચારથી પૂર્ણ રીતે સહાયભૂત થઇ શકશે. માટે અગાઉથી જા, અને પાત્રો તૈયાર કર. તેટલામાં હું એક બોધદાયક પદ ગાઉછું.

**નટી**—જેવી આજ્ઞા. ( જાય છે. )

**સૂત્રધાર**— **પદ ૩.**

ભૂલો ભમના ભોગી પલકમાં પડી જશેરે, ખલકમાં ખડી જશેરે.-ભૂલો.

ધનદારા દોલત બધી, પુત્ર મિત્ર પરિવાર;
સ્વારથનું સહુ છે સગું, સંસારી શણગાર.

રામજી શાનું જીવતું ભજને સીતા રામનેરે, આવે કામ એરે.–ભજો

આ સંસાર સમુદ્રમાં, તજી તરંગ તોખાર;
નારાયણના નાવથી, તરજે તું સંસાર.

આ સંસાર અસારે સાર નિયંતા નાથનો છે, આપણ સાથનોરે.–ભૂલો.

ન્યાય આસને બેસવું, સજી સદ્‌ગુણ શણગાર;
યશ ચાંદલિયો ચોડવો, કંઠે કીર્તિની માળ.

તજ તું મોહ મમત મદ ગર્વ સદા સુખી હશેરે, પ્રભુ સાથી થશેરે.–ભજો.

**પાત્રો**—( મળીને ગાય છે. )

જય જગદીશા, અખિલ અધીશા–એ રાગ. ૪

જય જગદીશ્વર ત્રિભુવન ત્રાતા, અખિલ બ્રહ્મ તું ઇશ્વિરા:
તુજ કૃતિ ગતિ છે બહુ નામી, પામ્યા નહિ પાર ઋષિ સ્વામી.
બ્રહ્મા વિષ્નુ વળી મહેશ, ને પણ પાર ન પામ્યા લેશ;
ગહન ગતિ તુજ ઇશ્વરા, જયજગદીશ્વર— ૧

જેમ તેલ રહ્યું ગૂઢ તલ માંહી, જેમ ગુપ્ત અગ્નિ શરપણ માંહી;
મહીમાં ઘૃત રહ્યું છે જેમ, સહુ અંતરમાં વસીયો તેમ,
ઘટ ઘટમાં તું ઇશ્વરા, જય જગદીશ્વર— ૨

## પ્રવેશ ૨.

### સ્થળ—મગધ દેશમાં રાણીવાસ.

રાણી સત્યવતી અને દાસી; પછીથી રાજા ચિત્રવર્મા.

**સત્યવતી**—અહો દાસી, આ વિશાળ રાજ્યભુવનમાં કોઈપણ જાતની ખામી નથી. પરંતુ મારૂં મન હમેશાં દિલગીરી ના વાદળથી ઘેરાયલું રહે છે.

**દાસી**—બાઇ સાહેબ, આપને અખૂટ સુખ છતાં હમેશાં દિલગીરી થવાનું શું કારણ છે ? પ્રભુ આપના અખૂટ પુન્ય અને સાન્નિધ્યપણાથી આપનો મનોર્થ સફળ કરશે.

**સત્યવતી**—દાસી, ઘણાએ યત્નો કર્યા, તો પણ પૂર્વ પાપથી વંધ્યા દુઃખ ટળ્યું નહિ. અહો, બાળકની માતાઓ કેવી સુખી હશે, તે સુખ મેં અનુભવ્યું નથી તેથી,

મારી ઉપા વ્યાકુળ હું તે શું કરૂંરે—એ રાગ. ૫
લઉ પુત્રને ઉત્સંગે એવો ઓરતોરે, મારે મન થતોરે. લઉ .
હસે રડેને રમવા માંડે, માતાનું તો સુખ નિહાળે,
એવા દિન તે ક્યારે પ્રભુ દેખાડશેરે લઉ ૧
ગાઇ નાચ ઉમંગે હાલો, પોઢાડું હું મારો વ્હાલો,
હેત કરી હૈયેથી ગાઉ હાલરૂંરે. લઉ ૨

( વિચારમાં પડી જાય છે. રાજા આવે છે. )

**ચિત્રવર્મા**—કેમ પ્રિયા, આજ દિલગીરીમાં કેમ ગરકાવ થઇ ગઇ છે ! શુ વિચાર કરે છે ?

**સત્યવતી**—( ચમકીને ) કોણ, પ્રાણનાથ પધાર્યા ! સ્વામીનાથ, વંદન કરૂંછું. દિલગીરીના વાદળે મારા મનને ઘેરી લીધું છે, તેથી આપના આવ્યાની ખબર રહી નહિ.

**ચિત્રવર્મા**—પ્રિયા, આમને આમ હમેશાં શોક કર્યાથી શું ફાયદો છે? પ્રભુની ઇચ્છાને અનુસરવું એ તારા જેવી સુજ્ઞ સતીનો ધર્મ છે.

**સત્યવતી**—હા પ્રાણનાથ, પરમ કૃપાળુ પરમેશ્વરની કૃપા છે, તો આપણું વંધ્યા દુઃખ તે કીરતાર ટાળશે એવી આશા રહે છે.

**ચિત્રવર્મા**—હા પ્રાણવલ્લભે, તું તારા શરીરનું જતન કરી આનંદમાં રહે એજ હું કહું છું. હાલ કચેરીમાં જવાનો વખત થયો છે, તેથી જાઉં છું.

**સત્યવતી**—પધારો પ્રાણનાથ. (રાજા જાય છે.) દાસી, સ્વામીનાથ તો ગયા. વળી પાછું મારે એકલું ઝુરવાનું રહ્યું હેં!

**દાસી**—મહારાજા કામ અર્થે ન જાય, તો રાજ્યકાજનું શું થાય? રાજ્ય કેમ ચાલે? બાઇ સાહેબ, આપ સમજુ થઈ કેમ વિચારતાં નથી?

**સત્યવતી**—દાસી, હું ઘણું જાણું છું, પણ મારા સ્વામીના વિયોગથી બધું જ્ઞાન ભૂલી જાઉં છું. એકલી પડું છું ત્યારે કશું ગમતું નથી.

**દાસી**—બાઇ સાહેબ, હવ થોડા દિવસમાં આપને પ્રભુ કૃપાથી પુત્ર પ્રાપ્તિ થશે. એટલે તેની ગમત અને બાળગોવાળીમાં આપને મહારાજા સાહેબના વિયોગનું દુઃખ તેટલું લાગશે નહિ.

**સત્યવતી**—દાસી, તું ખરૂં કહે છે. પણ સ્ત્રીને સ્વામી સમાન દુનિયામાં કોઇ પ્રિય હોતું નથી. પતિવ્રતા સ્ત્રીને સ્વામી દર્શનથીજ શાંતિ રહે છે, બહેન.

**દાસી**—ખરૂં કહો છો, માતુશ્રી. પરંતુ આપના જેવો દૃઢ પ્રેમ રાખવાવાળી સ્ત્રીઓ થોડીજ હશે.

**સત્યવતી**—અરે એક ભીલ જેવી જાતિની સ્ત્રીએ પતિપ્રેમમાં પ્રાણ આપ્યો, તો હું કંઈ વિશેષ કરતી નથી. એ તો મારો ધર્મજ છે, દાસી.

**દાસી**—બાઇ સાહેબ, તે વાત હું જાણતી નથી, તો આપ કૃપા કરી કહેશો.

**સત્યવતી**—દાસી, તે વાત સાંભળવા તારી મરજી છે, તો હું કહું તે ચિત્ત દઇ સાંભળ. એક ચંડક નામે ભીલ જંગલમાં મૃગનો શિકાર કરવા ગયો. ત્યાં તેને શિવલિંગ જડયું. તેવે સમયે કોઈ સિંહકેતુ નામે રાજા શિકારે આવ્યો હશે. તે ભીલે જોઈ તે શિવલિંગ રાજાને બતાવ્યું. રાજાએ તેને કહ્યું પૂજા કરજે. એમ કહી પૂજાવિધિ બતાવી. પાછળથી મુખ્યત્વે કરી ભસ્મ ચડાવજો એમ કહેલું પરંતુ ચિતા ભસ્મની સુચના કરેલી.

**દાસી**—પછી તેણે ઘેર જઈ પૂજા કરવા માંડી કે બાઇ સાહેબ ?

**સત્યવતી**—સાંભળતો ખરી. પછી રોજ પૂજા કરી સ્મશાનમાં જઇ ચિતામાંથી ભસ્મ લાવી ચડાવતો. તે સિવાય જમવું નહિ એવો તેનો નિયમ હતો.

**દાસી**—બાઇ સાહેબ, તેમાં તેની સ્ત્રી વીપે તો કંઇ આવ્યું નહિ!

**સત્યવતી**--દાસી, ગાંડી દેખાય છે, સાંભળ્યા વિના ઉતાવળી શું થાય છે ? પછી શંકરે એક દિવસ તેની ભક્તિ વિષે પારખું જોવાને એક ચિતામાં ભસ્મ રહેવા દીધી નહિ. ભીલ ઘેર આવી દિલગીર થઇ બેઠો. ભીલડીએ કારણ પૂછતાં તેણે જણાવ્યું કે તરત તે સ્ત્રીએ સ્વામીને દિલગીર થતાં જોઇ કહ્યું કે તમે દિલગીર ન થાઓ. આ આપણા ઘરમાં હું સોળ શણગાર સજી બળું. તેની ભસ્મ થાય તે તમે ચડાવજો. ભીલે ધણી ના કહી, પણ સ્ત્રી કહે કે ના, તમારૂં કષ્ટ જોઇ

બેસી રહું તેના કરતાં શંકર અર્થે આ મારી દેહ કામ લાગશે અને તમે રાજી થશો. તેથી મારા માતપિતા સહીત હું કૃતાર્થ થઇશ. એમ કહી બળી મૂઈ. તેના સ્વામીએ તે ચિતાની ભસ્મ ચડાવી. આખરે શંકરે પ્રસન્ન થઇ સ્ત્રીને સજીવન કરી. બન્ને સ્ત્રી પુરૂષ સ્વર્ગમાં ગયાં. દાસી, એવી નીચ, જ્ઞાનહીન સ્ત્રીએ પતિધર્મ સાચવ્યો. તો સન્નારીઓ જે કાંઈ કરે તે વિશેષ ગણાતું નથી.

**દાસી**—બાઈ સાહેબ, આ વાર્તા તો ઘણીજ સારી છે.

**સત્યવ્રતી**—હા દાસી, એતો ફક્ત મેં તને ટુંકામાં સ્ત્રી પુરૂષ કેવાં સત્યવાન અને ઇશ્વર ભક્ત હતાં, અને સ્ત્રીએ પતિ ભક્તિ કેવી દર્શાવી તે કહ્યું. બાકી આ વાત ઘણી વિસ્તાર સહિત છે. ચાલ, મારે હમણાં કામ છે.

**દાસી**—બહુ સારૂં, બાઈ સાહેબ, જેવી આપની આજ્ઞા.

(બન્ને જાય છે.)



## પ્રવેશ ૩.

### સ્થળ—રાજાની કચેરી.

રાજા ચિત્રવર્મા, તથા પ્રધાન સુરસિંહ; ઋષિઓ, જોશી, વગેરે સભાજનો.

**ચિત્રવર્મા**—અહો પ્રધાનજી, આપણા રાજ્યમાં કન્યાશાળાઓમાં તથા પાઠશાળાઓમાં કેળવણીનો બંદોબસ્ત સારી રીતે ચાલે છે કે? રાજ્યનો બંદોબસ્ત કેવી રીતે છે?

**પ્રધાન**—મહારાજ,

ગજલ. ૬

અખૂટ નેકી ન્યાયથી, પ્રજા બહુ સંતોષ,
સુખ શાંતિથી રહે સૌ, થાય નહિ કંઈ દોષ. ૧
કેળવણી કન્યા તણી, સત્ય શિયળ અનુસાર,
વેદ ભણે વિદ્યાર્થીઓ, નીતિશાસ્ત્રનો સાર. ૨

**ચિત્રવર્મા**—મારા રાજ્યમાં પ્રજા વિગેરે સુખ શાંતિમાં છે. પરંતુ મારૂં મન બહુ ચિંતાતુર રહે છે. અહો ઋષિરાજ,

કામી શું ના કરે—એ રાગ. ૭

કર્મની ગહનો ગતિ, શું વિચારૂં અતિ, કર્મની.
યજ્ઞયાગ ને ધર્મ નિયમ કરી, ગુરૂ વચનોને દિલ ધરી
કહું શું કર્મ કથી, કર્મની ગહનો ગતિ. ૧
અહોનિશ ખિનતા દીનતા ધારી, હૈયે હામ રહે ન જરી
હરિ હવે સ્હાય કરી કર્મની. ૨
અહો શિવ, અહો શિવ, શિવ વિણ ના કરી, હામ ધરૂં પણ રહે ન વસી,
પ્રભુ ઘો દાન હસી, કર્મની. ૩

**ઋષિઓ**—અહો રાજેંદ્ર, તારા નેક ટેક ને ન્યાય નીતિ ઉપર દૃષ્ટિ કરતાં શંકર તારા મનનું દુઃખ નિવારણ કરશે. માટે હે રાજન્,

ગીતિ. ૮

ધર ધીરજ મન માંહી, શિવજી થાશે નહિ વિમુખ તારી,
વંધ્યા દુઃખ તુજ ટળશે, એ અંતરથી આશિષ છે મારી. ૧

(દાસી આવે છે.)

**દાસી**—મહારાજ, માતા સત્યવતીએ આજ દિને બાળકીનો જન્મ આપ્યો છે તેથી

## ગજલ. ૯

ઘો વધાઈ ઘો વધાઇ, ઘો વધાઇ ભૂપ,
પુત્રી રત્ન જન્મ પામી, રૂપ છે અનુપ. ૧
ધન્ય દિવસ ધન્ય ઘડી, કનક ઉદય ભાનુ,
મોતી કેરો મેહ વરસ્યો, આજ એમ માનું. ૨

**ચિત્રવર્મા**—પ્રધાનજી, આજ આ વધાઈ લાવનાર દાસીને તે ખુશી થાય તેટલું ઇનામ આપો, અને ગરીબોને વસ્ત્રાલંકાર આપ બંધીવાનોના બંધ છોડાવો. તેમજ દેવ દેહેરામાં પૂજન કરાવો. ગૌશાળામાં ગૌને સંતોષો. પાઠશાળામાં અને કન્યાશાળામાં સાકર વહેંચો અને ભાટ ચારણોને કસુંબા કરાવો. સર્વ સ્થળે મંગળ કાર્ય કરો.

**પ્રધાન**—બહુ સારૂં મહારાજ, આપની આજ્ઞાનુસાર સર્વ બંદો બસ્ત કરવા જાઉંછું.

(પ્રધાન જાય છે.)

**ચિત્રવર્મા**—અહો ઋષિરાજ, આપ જેવા મહર્ષિઓની આશિ પથી આજે મારૂં

## ગીતિ. ૧૦

અહો ઋષિવર સરવે, ભાગ્ય ઉદય તો આજ થયું મારૂં;
પુત્ર નહિતો પુત્રી, પણ વંધ્યાનો દોષ ટળ્યો વારૂ. ૧

ઇશ્વરની ગહન ગતિ છે. જે ભાગ્યમાં હોય છે તે મળેછે. પરમ કૃપાળુ પરમેશ્વર જે આપે તેથી મનુષ્ય જાતિએ સંતોષ માની ઉપકારી થવું એજ આપણો ધર્મ છે. અહો મહર્ષિઓ, આજ શુભ દિવસ છે તેથી,

## ધનાશ્રી

જોશ જુઓ મહારાજ, ઋષિઓ તમે જોશ જુઓ મહારાજ.
પૂર્ણ કૃપા થઇ પ્રભુની આજે, રાખી વિભુએ લાજ ઋષિઓ. ૧
જુકતે કરીને તમે જુઓને, જન્મ નક્ષત્રને આજ ઋષિઓ. ૨
કેવું ભવિષ્ય આ પુત્રી મારીનું, કરજો સત્ય પ્રકાશ ઋષિઓ. ૩
સાત સોપારી ધરૂં પાનનું બીડું, શ્રીફળ શુકન કાજ ઋષિઓ. ૪
અન્ન દાનને દક્ષિણા આપું, પાઘડી રેશમી ઘાટ ઋષિઓ. ૫

**સૌ ઋષિઓ**—આશિર્વાદ! આશિર્વાદ! મહારાજ ચિત્રવર્મા, તારી પુત્રીના ગૃહનક્ષત્રમાં ઘણા શુભ શુકનો જણાય છે. તે તારી પુત્રી સતી અને સાધ્વી થશે, ગુણવાન અને વિદ્યાવાન થશે. તેથી તે વિષે તારે ચિંતા કરવાની નથી. રાજેંદ્ર, તારી પુત્રીની રાશિએ તેનું નામ સીમંતિની ધારણ કરવું. તારી પુત્રી શિવ ભક્તિમાં નિમગ્ન રહેશે, ભાગ્યશાળી થશે. આઠ પુત્ર અને એક પુત્રીનો જન્મ આપશે. સુખ સંપત્તિ ભોગવી ઉત્તર અવસ્થાએ સ્વામી સહિત શિવપુરમાં જશે.

(પ્રધાન આવે છે.)

**પ્રધાન**—મહારાજ, આપની આજ્ઞા પ્રમાણે સર્વ સ્થળે તમામ બંદોબસ્ત થઇ ગયો છે.

**વિદ્યાધર જોશી**—(બોલી ઉઠે છે.) અહો વિદ્યાનિપુણ ગુણશીલાન્વિત સર્વ ઋષિઓ, કન્યાના સદ્‌ભાગ્ય વિષે વર્ણન કરી ગયા, પરંતુ કમનસીબીના ચંદ્રને તો વાદળીમાં ઘેરાયલોજ રાખ્યો. એવું આપ જેવા સત્યવક્તાને છાજતું નથી. ખરૂં છે કે અશુભ વાત સાંભળવાથી રાજેંદ્રના મનને કદી દિલગીરી-તો થશે, પરંતુ

### ગીતિ. ૧૨

સુખ દુ:ખ વારા ફરતી, વિશ્વ વિષે આવેને રે જાયે;
સુજ્ઞ શોચ નવ કરતા, આવું કાર્ય અંધારે નવ થાયે. ૧

તેથી હે ઋષિઓ, તમે નથી કહ્યું તે હું કહું છું. તે સાંભળો.

### તોટક. ૧૩

સુણ માગધ દેશ તણા ભૂપતિ, તુજ પુત્રી તણી કહું કર્મ ગતિ,
સહુ વાતનું સુખ ઘણુંજ હશે, સતી સાધવી પુત્રી એ તારી થશે.
જવ ચૌદમું વર્ષ થશેજ ખરે, વિધવા દુ:ખ પામશે એહ અરે;
વિધિ લેખ લલાટ લખ્યા ન મટે, પ્રભુ ભક્તિ કરે કંઇ દુ:ખ ઘટે.

**ચિત્રવર્મા**—હર ! હર ! (નિઃશ્વાસ નાંખી મૂર્છા ખાઇને પડે છે.)

**પ્રધાન**—અરે રાજેંદ્ર, આ શું ! સાકરમાં ઝેર ભેળનાર જોશી, તને હવે શું કરૂં ? મહારાજ, સાવધ થાઓ.

(રાજા સાવધ થાય છે.)

**સર્વઋષિઓ**—અહો ભૂપાળ, આવો દૈવી શક્તિ માટે શોચ કરવો તારે ઉચિત નથી. સાંભળ,

### દોહરો. ૧૪

સુખ આવ્યું તો તે સહો, દુ:ખમાં ધીરજ તેમ,
સુખ દુ:ખ બે ફેરા ફરે, સુર્ય ચક્ર ગ્રહ જેમ. ૧
ભાવિ ભરમેથી ભૂલ્યા, ધર્મ રમ્યા જુગાર,
એજ ભાવિયોગે ગયા, રાઘવ વન મોઝાર. ૨

માટે હે રાજેંદ્ર, શોક છોડી દે.

**ચિત્રવર્મા**—હા ઋષિઓ, આપનું કહેવું યથાર્થ છે. શોક કરવો

મિથ્યા છે, પ્રધાનજી, મારે અત્યારે રાણીવાસમાં જવાનો વખત થયો છે, તેથી કચેરી બરખાસ્ત કરો. (સર્વ જાય છે.)

—o-oo-o—

## પ્રવેશ ૪

### સ્થળ—રાણીનું સૂતિકા ગૃહ

સત્યવતી, સુલક્ષણા અને સુમેધા.

**સુલક્ષણા**—કેમ, બાઇ સાહેબ, આપને હવે શાંતિ વળી હશે; નહિ, વારૂ ? જરા કાંઇ કે કંઇ ભાવતો પદાર્થ ખાવાની ઇચ્છા હોય તો કરી આપું.

**સત્યવતી**—હા, બહેન સુલક્ષણા, હવે મને શાંતિ છે. પણ તેં આ બાળકીના જન્મની વધામણી મહારાજાને મોકલાવી કે નહિ ?

**સુલક્ષણા**—હા, બાઇ સાહેબ, સુમેધાને તુરતજ મેં મોકલેલી છે. તે હવે તો પાછી આવતી હશે.

**સત્યવતી**—દાસી, પરમ કૃપાળુ પરમેશ્વર મારા પર પ્રસન્ન થયા ખરા. પુત્ર તો નહિ, પણ પુત્રી રત્ન આપી ખરેજ મારી મહા ચિંતા અને વંધ્યત્વ દૂર કર્યા.

**સુલક્ષણા**—બાઈ સાહેબ, જે કીરતારે આશા ભંગ થએલા હૃદયમાં આશાનું અંકુર ઉત્પન્ન કીધું છે, તે કીરતાર આપને પૂર્ણ સહાય કરી પુત્ર આપશેજ. આ પુત્ર તુલ્ય પુત્રીને કૃપાળુ પરમેશ્વર લાંબુ આયુષ્ય આપે એજ વિનતિ છે.

(સુમેધા હર્ષભેર આવે છે.)

**સુમેધા**—સખી સુલક્ષણા, હું વધાઇ દઇ આવી અને શિરપાવ લઇ આવી. હવે મહારાજા સાહેબ તો કુંવરીની જન્મ પત્રિકા કરાવે છે.

સુલક્ષણા—સારૂં બ્હેન, તું શિરપાવ લાવી, અને તારૂં મન રાજી થયું, તો હું પણ રાજીજ છું. પણ કહેતો ખરી શું શું વસ્તુ લાવી?

સુમેધા—બ્હેન, સાંભળ;

ત્રોટક ૧૫

અલીઁ બે'ન સુલક્ષણ, હર્ષ અતિ,
બહુ વસ્તુ ગણેશીં ગણાતીં નથી,
શુભ શાલ અને વળીં સાડીં રૂડી,
કર કંકણ રત્ન જડિત ચૂડી. ૧
અલીં જોનીં વળી નથ નાક તણી,
મુક્તા તણીં માળ રૂડીજ ગણી,
પગ ઝાંઝર ને અણવટ રડાં,
બહુ શોભિત હેમ તણાંજ કડાં, ૨

બ્હેન સુલક્ષણા, રાજ્ય દરબારમા શું ન્યૂન હોય? અને શી ગણત્રી હોય? મહારાજા સાહેબે કહ્યું કે દાસી ખુશી થાય તેટલું ઇનામ આપો. તે મેં મારે ગમતું લઇ લીધું. ઘણી ખમા કુંવરીબાને, હુંતો નિરંતર આશિષ દીધાજ કરીશ પણ (સત્યવતીને) માતા સત્યવતી, આપને શરીરે સુખાકારી છે કે? હું તો અત્યાર સુધી ખબર પુછવીજ ભૂલી ગઈ, તો ક્ષમા કરશો માજી, આપના પગ જરા દાબું? આપને કાંજી કે પુરીની ઇચ્છા હોય તો લાવું?

સત્યવતી સુમેધા, મારે શરીરે સારૂં છે. મારે જે જે ઇચ્છા હતી, તે સુલક્ષણાએ કરી આપ્યું છે. હવે તું ને સુલક્ષણા જરા ઇશ્વર પ્રાર્થનાનુ ગાયન ગાઓ, જેથી નિદ્રા આવી જાય.

સુલક્ષણા—બહુ સારૂં બાઇ સાહેબ, જેવી આજ્ઞા. ( ગાયછે )

વસંત તિલકા. ૧૬

હે ચંદ્રશેખર પ્રભુ શિર ગંગધારી,
વૈરાટ રૂપ વિભુ વિનતી લ્યો સ્વીકારી;
છે કાળતો ગાતજ અગ્નિ તમારૂં મુખ,
જેની દિશા કરણ, પાય ધરાતુ સુખ. ૧
છે સ્વચ્છ વીર્ય જળનું પ્રભુતુંજ કેવું,
સૃષ્ટિ સ્થિતિ ઉત્પતિનું વિચારી લેવું;
વિરાટ દેવ વિનતી કરૂં હું પ્રણામી,
છે સત્ય ને નિયમઆતુંજ એકનામી. ૨
છે વાયું શ્વાસ ઇશનો રવિ ચક્ષુ ભાવે,
આકાશનાભી રસના વરૂણ કહાવે;
હુંકાર આશ્રયરૂપે સહુ જીવનો છે,
છે લોક સ્વર્ગ શિરને મન ચંદ્રતો છે ૩
નિધિ સમુ ઉદર નાથ તમારૂં કા'વે,
સૌ પર્વતો તમ તણા કહુ અસ્થિ ભાવે.
છે ઔષધી રૂડી વિભુ તમ અંગ રોમ
ઉચ્ચાર એક ઇશનો શુભ શબ્દ ઓમ.
ત્રિનેત્ર સત્વ રજને તમ વદુ નાથ,
સાક્ષાત દેવ કરજો દૂર વિઘ્ન આપ;
હું જ્ઞાનહીન નમતી મમ બુદ્ધિ એવી,
અજ્ઞાન દોષ કરી દૂર ઉગારી લેવી.

સત્યવતી—દાસી, બહુ, સુંદર પ્રાર્થના કરી હો. મેં ધાર્યું નહોતું કે

આ મેં શીખવેલી સ્તુતિ હજી તમને આ પ્રમાણે યાદ રહી હશે.

**સુલક્ષણા**—બાઈ સાહેબ, આપનું શીખવેલું સર્વે અમે કાળજીથી યાદ રાખીએ છીએ.

**સુમેધા**—આપના બોધક કાવ્યો કેમ ભૂલાય? (સુલક્ષણાને) સખી સુલક્ષણા માતા સત્યવતીને નિદ્રા આવી છે હો. હવે તેમને શાંતિથી નિદ્રા લેવા દઈએ વાતોથી તેમની નિદ્રા ડગવાશે.

(સર્વે શાંત થાય છે. રાણી નિદ્રાવશ થાય છે.)

## પ્રવેશ. ૫

### સ્થળ—રાણીનો સુતિકાગૃહ.

સત્યવતી રાણી અને દાસી સુલક્ષણા.

**સત્યવતી**—દાસી, મારે આ એકાંત સૂતિકાગૃહમાં રહેવાને બહુ થોડો વખત રહ્યો છે. આ બાળકોને પ્રસવ્યાને બે માસ થવા આવ્યા. હવે શૌચ દૂર કરી જરા ખુલી હવા લેવાશે, તેથી મનને બહુજ આનંદ થાય છે.

**સુલક્ષણા**—હા, બાઇ સાહેબ. ઇશ્વરે આપની તનદુરસ્તી સારી રાખીને પાછો શુભ દિવસ દેખાડી હરતાં ફરતાં કર્યા, એ કીરતારનો ઉપકાર છે.

**સત્યવતી**—દાસી, પ્રભુના ઉપકારનું શું કહેવું? એતો દયાળુ છે, કૃપાળુ છે, તેમજ માયાળુ છે. અજ્ઞાન જીવને કશું જ્ઞાન રહેતું નથી, તેથી તેના કૃત્યને ભૂલી અહંકર્તા થઈ પડે છે. પરંતુ તેની કૃપા આગળ કશી મુસ્કેલી કે ન્યૂનતા રહેતી નથી.

**સુલક્ષણા**—હા, બાઇ સાહેબ ઈશ્વર ઉપર આપને પૂર્ણ વિશ્વાસને ભક્તિ છે તો તેનું ફળ પ્રભુએ આપ્યુંજ. બીજી અજ્ઞાન સ્ત્રી-

ઓ હોય તો કેટલા દોરા, કેટલા તાવીજ, કેટલી ચીઠીઓ, કેટલા જ-
. તિઓ, ભેગા કરી ઢોંગ ધતુરા કરે, ને સંતતિ ઇચ્છે. આપની ધૈર્યતા જેવી બીજાને રહેવી બહુજ દુર્લભ છે.

**સત્યવતી**—સુલક્ષણા, જ્યાં અજ્ઞાન લોકો વસે ત્યાં ધૂતારા ભૂખે નમરે સ્ત્રીઓ તો અબળા જાત ટુંકી અકલની હોય, તે એ પ્રમાણે કરે તે ઠીક પણ પુરૂષો પણ ઘણા એમ સમજે છે કે આ એક સ્ત્રીને સંતતિ નથી થતી, તો લાવને બીજી પરણું એમ કહી ફરી લગ્ન કરી આગલી સ્ત્રી ઉપર શોક્ય લાવી બેસાડે છે, પણ એમ ધીરજ નથી રહેતી કે દૈવની ગતિ ન્યારી છે. તેની ઇચ્છાને અનુસરી ગુપ્ત દરદો મટાડવા ઉપાય કરી ઇશ્વર યાચના કરી કર્મ આધીન રહી સંતતિ સુખ લેવું.

**સુલક્ષણા**—બાઈ સાહેબ, આપણા મહારાજા સાહેબ જેવી દ-ઢતા, ને આપના જેવી દીર્ઘદષ્ટિ કોની પહોંચે ? હું સરખીને આપ જેવા સુજ્ઞની સંગતિથી તો બહુજ જ્ઞાન પ્રાપ્ત થયું છે. પરંતુ જેને સત્સંગ નહિ, તેને તો કશુંજ નહિ. હમેશાં વહેમ તે દવા, કરે દોરા કરે, બાધા લે, છોકરાં થવા માટે અનેક યોજના કરે.

**સત્યવતી**—દાસી, દવા કરે તેમાં કંઇ અજ્ઞાનતા નથી. કેમકે ધન્વંતરી વિગેરે વૈદ્યો તો આદિકાળથીજ થતા આવેલા છે. પરંતુ જે ઢોંગ લઇ બેસે છે, અને પુરૂષો બીજી સ્ત્રી પરણી પોતાનેજ માથે સં-કષ્ટ ઉઠાવી લે છે, તે ખોટું છે. હવેથી તે ધીમે ધીમે દૂર થવાનો સં-ભવ છે ખરો. કેમકે હવે સ્ત્રીઓ, અને પુરૂષો સારી સારી કેળવણી લે છે, એટલે વહેમ દૂર થશે ખરો.

**સુલક્ષણા**—બાઇ, સાહેબ, હુંતો કહુંછું કે આપના જેવી કેળ-

વણી થોડાનેજ હશે. ઇશ્વર ભક્તિ, સંસાર સુધારો, સ્વચ્છતા, અને શિયળ વિગેરે અનેક ગુણોથી આપઅલંકૃત છો. હવેનો સુધારો તો કેવળ મિથ્યા; ઇશ્વરને માનવો નહિ, પતિને પરમેશ્વર માનવાને બદલે તેનાથી વિરૂદ્ધ વર્તવું, એમજ આ કળિયુગને અનુસરતું થઇ રહ્યું છે. અમે નોકર લોકો જુદી જુદી ખબરો પરઘરની જાણીએ. કોઇ કોઈ વાર અમે સહિયરો ભેગી થઇએ, ત્યારે એક બીજી વાતો કરીએ.

**સત્યવતી**—દાસી, ગામ હોય તો ત્યાં ઢેડવાડો પણ હોય સહુ સરખાં ન હોય.

દાસી, તું મેં કહી રાખેલો ઘસારો બીજે ત્રીજે પાય છે ખરી કે ?

**સુલક્ષણા**—માજી, તેની વીગત હું ભૂલી ગઈ છું, તે કૃપા કરી કહેશો. આઠ દિવસે એરંડીઉં તથા મધ ચટાડું છું ખરી.

**સત્યવતી**—તે પણ વજનસર લેજે હોં. વધારે ઓછું થઇ જાય તો બાળક દુઃખી થાય.

**સુલક્ષણા**—માતાજી, આપે એક નાની ચમચી દીવેલ અને ચાર ટીપાં મધ કહ્યું છે તે પાઉં છું. હવે ઘસારાની વિગત કહેશો તો તે પાવો શરૂ કરીશ.

**સત્યવતી**—સુલક્ષણા, વજનમાં અઢી રૂપૈયા ભારની હરડે, લીમડાની ગળો, મજીઠ, અને સાકર, એળીઓ અને સંચળ, એટલું એક રતિભાર દરેક વાનાં ઘસીને પાવાં. સાકર ન હોય તો મધનાં ચાર ટીપાં પણ ચાલી શકે. સાકર કરતાં મધ વધુ ગુણકારી છે, કેમકે મધમાખી દરેક વનસ્પતિથી એ મધ બનાવે છે તેથી જેમ બકરાનું દૂધ બધી વનસ્પતિના ગુણવાળું ગણાય છે, તેમજ આ મધ પણ છે. સાકરથી કફ થવાનો સંભવ રહે છે.

**સુલક્ષણા**—બાઇ સાહેબ, એમ છે તો હું મધજ વાપરીશ

જરા કરીઆતું ઘસ્યું હોય તો સારું કે નહિ બાઈ સાહેબ ?

**સત્યવતી**—ના દાસી, એથી તો છોકરાંની ભૂખ છવાઈ જાય. તેથીજ મેં કરીઆતાને બદલે લીમડાની ગળો વાપરવાને સૂચવ્યું છે. કરીઆતાનો અને લીમડાની ગળોનો સરખોજ ગુણ છે.

**સુલક્ષણા**—બાઈ સાહેબ, કોઈવાર નાનાં છોકરાંને ઝાડા બહુ થઈ જાય છે, ત્યારે શું કરવું ?

**સત્યવતી**—ઉત્તમ માર્ગતો દાક્તરને બોલાવવાનોજ છે. પણ સહજ હોય તો તેને માટે ખસખસ, સૂવા, અને ધાણા સરખે ભાગે અર્ધોપાઇભાર લેવું અને તેને ખૂબ વાટી પાણી નાખી કપડેથી ગાળી નાખવું. તેમાં ચાર ટીપાં મધ નાખી ઠીકરીએ ઝમાવી પાવું. એ પાવાથી બહુ ફાયદો થશે. હરડેનો ઠળીઓ ઘસી મધ નાખી પાવાથી પણ ફાયદો થાય છે.

**સુલક્ષણા**—અને હવે હું આપના કહેવા મુજબ આ દવા સર્વ લખી રાખીશ, અને સમયે જરૂર પડેથી તેનો ઉપયોગ કરીશ.

**સત્યવતી**—દાસી, ઘસારો તો ત્રીજે દિવસે પાયાંજ કરજે. ૭ મહીનાનું બાળક થાય ત્યાં સુધી ખંત રાખી પાયાં કરવો. જેથી તનદુરસ્તી સારી રહે. વળી નાનાં છોકરાંને સાબુચોખાની કાંજી પાવી. ૭ મહીનાનું છોકરૂં થઈ ગયું હોય ત્યારે દાળીઆ ઝીણા વાટી સાકર અને એલચી નાખી ચટાડવું છેક બે મહિનાનાં બાળકને મધ અને ઘી ચટાડવું. એક નાની ચમચી ઘી દશ દીવસમાંથીજ પાવા માંડવું.

સ્ત્રી કેળવણીમાં જો શાસ્ત્રજ્ઞાન અને સંસાર સંબંધી કેળવણી અપાતી હોય તો ઘણો સારો સુધારો થાય.

**સુલક્ષણા**—બાઇ સાહેબ, આપણા કુંવરીબાને તો ઘેરજ કેળવણી આપવી કે આપનાં જેવાં સર્વગુણ સંપન્ન, સુવિચારી થઈ ફી-

તિવંત થાય બાઇ સાહેબ, આપણે વાતો કરીએ છીએ તે બા કેવાં સામે મીટ માંડી જુએ છે !

**સત્યવતી**—હવે ત્રીજો માસ શરૂ થવા આવ્યો. એટલે બાળકના દસ્તુર પ્રમાણે જરા નજર મેળવતાં આવડેજ. હવે એને જરા દુધ પાઈ મને આપ, કે તેને પોઢાડી દઉં સૂવાનો વખત થવા આવ્યો છે.

**સુલક્ષણા**—બાઈ સાહેબ, સંધ્યાકાળે દસ્તુર મૂજબ દુધ પાયું છે. હવે આપ જરા પયઃપાન કરાવશો, તો તેને સંતોષથી નિદ્રા આવી જશે.

**સત્યવતી**—લાવ ત્યારે એમજ કરૂં. તેં દુધ પાવાનો ને આટણું કરાવવાનો નિયમિત વખત રાખ્યો તે ઠીક છે. એકજ વખત નિયમિત કર્યો હોય તો તે છોકરૂં બહુ તનદુરસ્ત થાય. વખતે મોડું વહેલું થાય તો રેરો કરે, માટે નિયમ સાચવવાની રીત ઘણી ઉત્તમ છે. નિયમ તો ઇશ્વરને પણ પ્રિય છે.

**સુલક્ષણા**—આપે આ બોધ મને અગાઉથીજ કરેલો તેથી એકજ વખતે હું દુધ કે જે કંઈ આપવું હોય, તે આપુંછું. અને બાળા ગોળી માટે આપે ના કહી છે, એટલે તે તો મેં યાદ કરીજ નથી.

**સત્યવતી**—દાસી, તું તો બહુજ સુજ્ઞ છે. તને એકથી બીજી વાર કશું શીખવવુંજ પડતું નથી. અને તેથી મારા મનને ઘણોજ સંતોષ છે.

**સુલક્ષણા**—જે કંઇ સુધરી તે આપની કૃપા અને કેળવણી બાકી મારામાં આવી બુદ્ધિ અને કેળવણી ક્યાંથી હોય?

**સત્યવતી**—ખરૂં છે દાસી. સંગત તેવીજ અસર થાય. માટેજ સત્સંગતિ કરવી અને દુર્જનથી દૂર રહેવું. ઘણાક શ્રીમંત લોકો

ધાવ રાખી છોકરાં ઉછેરે છે, પણ તેમ કરવું નહિ જોઇએ. કારણ કે ધાવ ઉચ્ચ જ્ઞાતિની મળેજ નહિ; નીચજ મળે. તો તેનું ધાવણુ પણ તેવુંજ નીચ. તે ધાવવાથી સુજ્ઞ કુટુંબનાં છોકરાંની બુદ્ધિ પેલી ધાવની નીચ બુદ્ધિ જેવી થાય. તેથી તે ન કરવું. તેમજ બાળાગોળી તે એક વ્યસન ગણાય; જેમ અફીણીને અફીણ મળે તો સારૂં, નહિતો હાલ હવાલ થઈ જાય.

**સુલક્ષણા**—ખરૂં બાઇ સાહેબ, તે કારણથીજ જ્યારે છોકરાંને ગોળી બંધ કરે છે ત્યારે સૂકાઈ જતું હશે, અને થોડે થોડે તે ટેવ મૂકાવવી પડતી હશે. નહિ વારૂ ?

**સત્યવતી**—ખરૂં છે દાસી, સારા અમીરો માટે એ ગોળીની કશી જરૂર નથી. ધંધાર્થીઓને ખરી. કે બે ઘડી કેફમાં બાળક સુએ તો ધંધો થાય એવાતું જોઇ જોઇને પ્રથા પ્રસરી ગયો.

**સુલક્ષણા**—બાઈ સાહેબ, આપતું કહેવું બરોબર છે; પણ કોઇ બે ત્રણ વાસાના છોકરાંની મા ન હોય તો ધાત્ર વિના કેમ ઉછેરવું ?

**સત્યવતી**—દાસી, તેને માટે ગાય ઘેર રાખી તેનું દૂધ પાવું. જાયફળ, પીપળીમૂળ, વાયવડંગ, એલચી, એ વસ્તુઓમાંથી જે તે બાળકને માફક આવે તે સહેજ નાખી પાણી નાખી ઉકાળી પાયાં કરવું. દિવસ રાત્રી મળી બશેર દુધ છ મહિના સૂધીનાને બસ થઈ જાય. નિયમિત ટકે પાવું કે પાચન થાય. અને રોગી થાય નહિ. ગાયના અંગમાં સર્વે દેવો વસેલા છે. એટલે દૂધ પીનાર બાળક નિઃશંક સુબુદ્ધિતું થાય. જો સગું કુટુંબી ધવાડી શકે તોપણ તેના સારા ગુણો હોય તોજ ફાયદો થાય. નહિતો ઉત્તમ રસ્તો ગૌદૂધ પાવાનો છે.

**સુલક્ષણા**—બાઈ સાહેબ, આટલી દીર્ઘદ્દષ્ટિ પહોંચાડનારાં થો-

સાંજ નીવડે. હું તો આપની બુદ્ધિ અને યુક્તિઓ જોઇને દિંગ થઇ ગઇ છું. ખરે !

**સત્યવતી**—સ્ત્રી કેળવણીએ સર્વે સુલભ છે. લાવ, હવે જરા કુંવરીને હાલરડું ગાઇ સૂવાડી દઉં. પછી આપણે નિદ્રા લઇએ.

**સુલક્ષણા**—જેમ આજ્ઞા—( દોરી આપે છે. )

**સત્યવતી**—( હીંચોળે છે અને ગાય છે. )

માતા જશોદા ઝુલાવે પુત્ર પારણે—એ રાગ. ૧૭

આજે આનંદ ઉદય થયો છે અંગમાં
આવ્યો હાલરૂં ગાવાનો રૂડો દિન,
શશિધર મણિધર ઇશ્વર પ્રસન્ન થયા હમ ઉપરે,
કન્યા કાંતિ રૂડી રવિ ઉદય સમ ચિન્હ. આજે. ૧

ઝૂલો લાડકડી ઝૂલાવું નવરંગ પારણે
સુખની નિદ્રા લેજો રાખી શાંતિ ધીર
બાળપણે અજ્ઞાને ઇશ્વર રક્ષા છે કરે
છે ખટમાસો સૂધી ઇશ્વર સાનિધ્ય સુખ. આજે. ૨

જ્યારે સંસારી મમતાની બુદ્ધિ આવશે,
જાશે સર્વજ્ઞ ને થાશે હું તું દોષ
ત્યારે ઇશ્વરના ઓળખી ને રે અળગી થશે,
બગનું બાંણોડીએ સંસારે સંતોષ. આજે. ૩

લઘુવય જાતાં યૌવન વળી વૃદ્ધ થાવું ખરે,
ત્રણુ વયોમાં રાખો પરમાત્મા શું પ્રેમ,

રાખો શુશ્રૂષા મનથી પૂર્ણાનંદ સુખ આપશે,
હરિસુખ સદા જો રહેશો નીતિ નેમ. આજે. ૪

(સર્વે નિદ્રાવશ થાય છે.)



## પ્રવેશ ૬.

### સ્થળ—રાણીવાસ.

રાણી, દાસી, પછીથી રાજા ચિત્રવર્મા.

**સત્યવતી**—બ્હેન સુલક્ષણા, આજ હજી સુધી મહારાજા કેમ પધાર્યા નહિ હોય ?

**સુલક્ષણા**—બાઇસાહેબ, મહારાજા કંઈ કામે રોકાયા હશે. મહારાજાને ઘડી બે ઘડી વિલંબ થાય છે, એટલામાં આપનુ મન ઘણું વ્યાકુળ થઈ જાય છે.

**સત્યવતી**—હા દાસી, સતી સ્ત્રીઓને સ્વામીના દર્શન સિવાય શાંતિ થતી નથી. વખત ઘણો ગયો છે, તેથી હવે તો સ્વામીનાથ પધારવા જોઇએ. માટે તું જા અને ભોજનની તૈયારી કરાવ.

**સુલક્ષણા**—બાઇ સાહેબ, મહારાજા પધારે છે.

(દાસી જાય છે. ચિત્રવર્મા આવે છે.)

**સત્યવતી**—સ્વામીનાથ, વંદન કરૂંછું. શિરછત્ર, આજ આપને વાર બહુ થઈ.

**ચિત્રવર્મા**—હા પ્રિયા, આજ એમ થયું ખરૂં.

**સત્યવતી**—પ્રાણનાથ, વર્ષાઋતુના ઘામને લીધે આપને પ્રસ્વેદ લાગતો હશે. આજ્ઞા હોય તો વાયુ ઢોળું.

**ચિત્રવર્મા**—ના મારી વહાલી પ્રિયા, તારા નાજુક હાથને તે કામ કરવા લાયકનું નથી.

**સત્યવતી**—પ્રાણનાથ, આજે આપનું મુખારવિંદ કંઇ ઉદાસીમાં જણાયછે. તેથી જો આજ્ઞા હોય તો મનરંજન કરવા એક ગાયન સંભળાવું.

**ચિત્રવર્મા**—બહુ સારૂં, તારી ખુશી હોય તો તેમકર.

**સત્યવતી**—(ગાય છે.)

સહીયર શરદ પુનમની રાત—એ રાગ. ૧૮

ઝરમર ઝરમર વરસે મેઘ બપૈયા બોલતા હો આજ વર્ષાઋતુમાં હો રાજ,
જુઓ આકાશે ઘનઘોર ગગન ગાજી રહ્યું હો આજ    વર્ષા.
ફાટે હૈયું ફાળે આજ વાલમ વિયોગમાં હો આજ    વર્ષા.
દેવ ગયા જળ ઝીલવા, શિવ ગયા કૈલાસ,
બ્રહ્મા ધ્યાન ધરી રહ્યા, શિવનું ચારે માસ.
પિયુજી નિયમ ધારી દિન હવેરે આવીયા હો આજ    વર્ષા.
એવા પુન્ય પ્રવાહી માસો તપસી તપ કરે હો આજ    વર્ષા. ૧
ફળ ફૂલે ફાલી રહ્યો, લીલો લીલો કુંજ,
સૂકી ધરણી રસ પીયે, એ જળ વર્ષાનું જ;
જાઈ જૂઈ ચંપો મોગરો ખીલી રહ્યાં હો આજ    વર્ષા.
જુઓ પુષ્પલતાઓ લહેકે ચાર ચોકમાં હો આજ    વર્ષા. ૨
કોયલડી ટૌકા કરે, બેઠી આંબા ડાળ,
ચાતક ચિત હરખાય છે, આવ્યો મારો નાવ;
સ્વામી તલસું હું તમ માટે તેવી આ સમે હો આજ    વર્ષા.
મારા હૈયા કેરા હાર મનોરથ પૂરજો હો આજ    વર્ષા. ૩

મંડપ છાયો ફૂલડે, ફરે કળાયલ મોર,
શોભે સુંદર વાટિકા, જેમ કાન ગોપીનો શોર;
એવી લીલવણીની લહેર લીયે છે રાધિકા હો આજ વર્ષા.
એવા લહેરી દિનમાં લાલ લલિત બહુ લાગતું હો આજ વર્ષા. ૪

**ચિત્રવર્મા**—વાહ પ્યારી આવા સુંદર સ્વરથી કોનું મન રંજન થાય નહિ?

**સત્યવતી**—આપ કચેરીમાંથી રંગ મહેલમાં પધારો તે વખતે જરા આપના મનને વિશ્રાંતિ મળે, એ પ્રસંગે આપનું મન રંજન કરવું એ મારો ધર્મ છે, પ્રાણનાથ.

**ચિત્રવર્મા**—ખરૂં છે પ્રિયા, રાજ્યદ્વારી કામો કોઇકવાર ઘણું માથું દુઃખવી નાખે છે. આજતો સીમંતિનીના જન્મગૃહની વાતે મારા મનને દિલગીર બનાવી દીધું છે.

**સત્યવતી**—પ્રાણનાથ, એવું શું છે તેમાં?

**ચિત્રવર્મા**—પ્રિયા, પરમેશ્વરે પુત્રીરૂપ રત્ન આપ્યું તો ખરૂં પણ તેને સાંસારિક સુખમાં વિઘ્ન છે.

**સત્યવતી**—પ્રાણનાથ, શું તે સુખી નહિ થાય?

**ચિત્રવર્મા**—પ્રિયા, સર્વે વાતે તો સુખી થશે, પરંતુ તેનો સંસાર વૈધવ્યના દુઃખથી બધો ધૂળ છે.

**સત્યવતી**—અરે આ શું! હર! હર! હર! (રાણી મૂર્છા ખાય છે. દાસી આવે છે.)

**દાસી**—અરે બાઇ સાહેબને શું થઈ ગયું? બાઇ સાહેબ, સાવધ થાઓ, સાવધ થાઓ.

(પવન ઢોળે છે ને રાણી થોડીવારે સાવધ થાય છે.)

**ચિત્રવર્મા**—પ્રિયા, હવે એ બાબતનો શોક કરવો મિથ્યા છે.

**સત્યવતી**—પ્રાણનાથ, શું મારી વહાલી પુત્રીના જન્મગૃહમાં વૈધવ્ય લખિત છે? અરે પ્રભુ! કોઈ વાતે દુનિયામાં શાંતિ નહિ! આટલા દિવસ સંતતિ વિના મનને બળાપો રહેતો, તે હે ઇશ્વર તેં દૂર કર્યો તો આ ક્યાંથી સરજ્યું? ખરે પ્રાણનાથ, આ અસાર સંસારને સાર કરી માન્યો છે તેજ ભૂલ છે.

**ચિત્રવર્મા**—પ્રિયા, તે ખરૂં છે. આ સંસારરૂપી સમુદ્રમાં જ્ઞાન નૌકા મૂકી ઇશ્વર ભક્તિ રૂપ આરો લઇ તરી પાર ઉતરવાથીજ આપણાં વિઘ્નો દૂર થશે.

**સત્યવતી**—પ્રાણનાથ, તમે કહો છો તે ખરૂં છે. આપના જ્ઞાનવાન, ધૈર્યવાન શબ્દોથી મારૂં હૈયું જરા ધીરજ ધરે છે. પરંતુ જ્યારે જ્ઞાનદીપક અજ્ઞાનવડે આચ્છાદિત થાય છે ત્યારે તદન અંધકારથી હૃદય શૂન્ય થઇ જાય છે.

**ચિત્રવર્મા**—પ્રિયા, ધૈર્ય રાખી ઇશ્વર પાસે કલ્યાણ ઇચ્છવું. વારંવાર બુરા વિચારોને મનપર વસવા દેવા નહિ.

**સત્યવતી**—પ્રાણનાથ, હવેથી આપની શિખામણ ઘણી કાળજીથી હું યાદ રાખીશ. (નેપથ્યમાં)

**દાસી**—બાઇ સાહેબ, જમવાનો વખત થયો છે. પધારશો?

**ચિત્રવર્મા**—ચાલો પ્રિયા, જમી લઇએ. સીમંતિની ક્યાં છે? કેંઇ જણાતી નથી.

**સત્યવતી**—પ્રાણનાથ, તે ત્યાં દાસીની સાથે પાકશાળામાં રમતી હશે. ચાલો આપણે જઇએ. (સર્વે જાય છે)

—o-oo-o—

## પ્રવેશ ૭

### સ્થળ—વાટિકા.

સીમંતિની તથા તેની સખીઓ.

**સીમંતિની**—સખી માલવિકા, આજ આ બાગની શોભા કેવી સુંદર દીસે છે? આ ચંપો, મોગરો, કેવી સરસ સુગંધ આપી રહ્યાં છે? (જરા આગળ જઇને) અને આ સાહેલીની વેલ તો ગુલાબના રોપાને વીંટાઈજ વળી છે.

**માલવિકા**—હા, બહેન સીમંતિની, આજ ચોમાસાના વર્ષાદને લીધે લીલવણી ઠામેઠામ છવાઇજ રહી છે.

**ચતુરિકા**—બહેન માલવિકા, હમણાથી આપણી સખી સીમંતિની એવા આનંદી પદાર્થો ઉપર બહુ ધ્યાન આપે છે.

**માલવિકા**—સખી ચતુરિકા, તેનું કારણ તું જાણે છે?

### શાર્દૂલવિક્રીડિત. ૧૯

ખીલી યૌવનની કળી ઉર વિષે, કામે કર્યો વાસરે,
સુગંધી સૌ રસ તણી રહી ખીલી, શૃંગારની આશરે;
તેથી આ મુજ બેનડી રસ ભીની, ઋતુ તણા રંગમાં,
આશા એ નિજ સ્વામીના સુખતણી, રાખી રહી અંગમાં. ૧

**સીમંતિની**—સખી માલવિકા, જ્યારે ને ત્યારે તું એંજ વાત વદી રહી છે ખરૂં કે?

### ગીતિ. ૨૦

જેના મનમાં જેવું, તેવું તે દેખે છે સહુ જનમા,
કમળો થએલી આંખે, કેસરીયાં દેખે છે સહુ તનમાં.

**ચતુરિકા**—સખી સીમંતિની, તારૂં કહેવું તદ્દન બરોબર છે.

ગીતિ. ૨૧

મીઠા ભોજન કેરી, આશ થઈ હોય કો જનના મનમાં,
વાત કરી સંતોષે, તેમ સખી આ સમજે નિજ ઉરમાં.

**સીમંતિની**— ગીતિ. ૨૨

ચંદ્ર ચકોરી ચાહે, સંતાયે ક્યાં વાદળ ઘટપટમાં,
ગમે નાસ દે દેખા, પણ તુજ ચકોરી આ રહીં છેવટમાં.

**માલવિકા**—જોયું સખી ચતુરિકા, આપણી સખી કોને કહે છે તે સમજી?

**ચતુરિકા**—હા સખી, હું બધું સમજું છું. માતાજી સત્યવતીએ આપણી સખી માટે નૈષધ દેશના ચંદ્રસેનના પુત્ર ચંદ્રાંગદ સાથે વિવાહ કરવા નકી કર્યું છે. તે ચંદ્રને આપણી સખી કહે છે.

**સીમંતિની**—સખીઓ, આજ તમે મને ઉડાવવા માંડી છે કે શું? હું તો આ ચંદ્ર વાદળમાં સંતાઈ જાય છે, ને ચકોર પક્ષી તેની રાહ જોતું રહ્યું છે, તેને કહું છું. સમજ્યાં કે નહિ?

**બન્ને સખી**—એ તો અમે બધું સમજ્યાં. ચાલો હવે આપણે એક ગરબો ગાઇએ. પછી ઘેર જવાને સમય થશે.

**સર્વ**—( ગાય છે. )

શું નટવર વસંત—એ રાગ. ૨૩

શું વર્ષા ઋતુ આ ખીલી રહી, ખીલી રહી, રંગ ઝીલી રહી. શું.
ઝરમર ઝરમર મેહુલો, ઝીણા ઝીણા બિંદ,
આકાશે ઘન ગાજે, ચમકે ઝીણી વીજ.

સૂરજ ઉદય તણી આશા નથી રહી, શું રાત અંધારી ઘન ગાજી રહી,
ગાજી રહી જગ ગજાવી રહી. શું. ૧
કોયલડી ટૌકા કરે, ચાતક ચિતનો ચોર,
વ.સે ઝીણો મેહુલો, કુંજે કળા કરે મોર.
લીલાં લીલાં અંબર ધરીનેજ, ધરતી શોભે છે,
લઇ લીલવણીની લહેર મનડું લોભે છે. ૨
નિર્મળ નીર નદીઓ તણાં, વાવ કૂવા ભરપૂર,
જોઈ કુદરતની કૃતિ, આનંદો સહુ ઉર.
લેહેરો લીએ સહુ શાણા અહિં તહિં,
પૃથ્વી પલ્લવથી છે છાઇ રહી, છાઇ રહી જગ છવાઇ રહી. શું વર્ષા. ૩

**સીમંતિની**—સખી ચતુરિકા, આજ આપણને બહુ આનંદ થયો. ખરૂં બહેન?

**ચતુરિકા**—સખી, આનંદના દિવસો સદાય પ્રભુ તને આપે.

**માલવિકા**—હા સખી, હું પણ તેમજ ઇચ્છું છું, પણ જેમ ભાવિ હોય છે તેમ બને છે.

**સીમંતિની**—કેમ સખી, એમ નિરાશાના વચનો બોલે છે, તે શું કંઇ ભેદ છે?

**માલવિકા**—ના ના, મારી વહાલી.

**સીમંતિની**—ના સખી, સાચું ન કહે તો તને મારા સમ છે.

**માલવિકા**—સખી, મારી જીભ ઉપડતી નથી. આ ચતુરિકા કહેશે. મારૂં મન હવે એ વાત યાદ આવવાથી દુભાય છે.

**સીમંતિની**—સખીઓ, આટલી બધી ઉત્કંઠિત શા માટે કરો-છો? ચતુરિકા, જે હોય તે જલદી કહે.

**ચતુરિકા**—બેહેન સીમંતિની, સાંભળ તારા

## ગીતિ. ૨૪

જન્મ કાળને સમયે, તુજ પિતાએ જોશીની પાસે,
ગૃહદોષ છે જાણ્યો, વર્ષ ચૌદમે તું વિધવા થાશે.

**સીમંતિની**—અરર શંકરા! (મૂર્છા ખાઈ પડે છે. સખીઓ સાવધ કરે છે)

**સખીઓ**—ડરમા તું દિલ સાથ–એ રાગ. ૨૫

રડમા તું સખી હાય હવે બહુ રડમા તું સખી હાય,
જોઈ દિલડું બહુ દુઃખાય–હવે.
તું સુખીયારી થઈ દુઃખીયારી, જીવ સુઝાવ ન આંસુડાં પાડી,
શાંત થવું સખી ધીરજ ધારી, જાવું નહિ વળી હિમત હારી.
ઈશની સાહ્યતા સુખે ઉચારી.
વહાલી ઉઠ શાંતથા, ગભરાના.
સખી સાહ્ય તને પ્રભુ થાય. હવે. ૧
ધાર્યું પ્રભુનું સત્ય થવાનું, રૂદન કરે નહિ કંઈ વળવાનું,
ચાલ સખી સહુ સત્વર થઇને, મૈત્રી દેવીને શરણે જઇને,
યુક્તિ આચરીએ સંમતિ લઇને,
એ'ન ચાલ જઇએ દુઃખ કહીએ
કંઈ કરીએ દેવ સેવાય. હવે. ૨

બહેન, ઇશ્વર મરજી આગળ શોચ કરે સીદ્ધિ નથી. ચાલો આપણે ઋષિપત્ની માતુ મૈત્રીદેવી આગળ જઇએ. તે આપણું કષ્ટ દૂર કરશે.

**સીમંતિની**—ચાલો બહેનો, હુંતો નિરાશાને લીધે ચાલી પણ શકતી નથી. (સર્વે જાય છે.)



## પ્રવેશ. ૮

### સ્થળ મૈત્રીદેવીનો આશ્રમ.

સીમંતિની, તેની સખીઓ, તથા મૈત્રીદેવી.

**માલવિકા**—મૈત્રીદેવીને નમન કરૂંછું.

**ચતુરિકા**—માતુ, હું પણ વંદન કરૂંછું.

**મૈત્રીદેવી**—કોણ માલવિકા અને ચતુરિકા કે?

**સીમંતિની**—માતા મૈત્રીદેવી, આપની પુત્રી સીમંતિની પાયે લાગી વિનતિ કરે છે.

**મૈત્રીદેવી**—આજ ત્રણે સખીઓ મળી અત્રે આવી શું ઇચ્છા રાખો છો? બેન સીમંતિની તારી શું માગણી છે?

**માલવિકા, ચતુરિકા**—માતા મૈત્રીદેવી, અમારી સખી આપની પાસે તેનું દુઃખ નિવેદન કરવા આજ્ઞા માગે છે

**મૈત્રીદેવી**—શું છે બેટા સીમંતિની? તારા જેવી રાજપુત્રીને નાની વયમાં શું દુઃખ હોય? સત્વર કહે બેટા મારાથી ટાળી શકાય તેવું હશે, તો હું તારૂં દુઃખ દૂર કરીશ.

**સીમંતિની**— **સિંહાનો કનરો. ૨૬.**

નમામિ માતા મૈત્રીદેવીને, વિદિત કરૂંછું કર્મની કહાણી,
સુજ ભાગ્યમાં વૈધવ્ય લખીયું, વાત એનો મેં આજે છે જાણી—નમામિ. ૧
થાશે શું મારૂં આ ભવમાં હવે, હાય એ દુઃખે અતિ હું દુભાણી-નમામિ. ૨

આશિષ આપો, યુક્તિ બતાવો, થાય અખંડિત સૌભાગ્ય માડી-નમામિ. ૩
શરણે હું આવી આજ તમારે, સંકટ સર્વે દોની નિવારી-નમામિ. ૪
આશિષ દોને તપ બતાવો, જેણે કરી વશ થાય મુરારી-નમામિ. ૫

**મૈત્રીદેવી**—બેટા સીમંતિની, દેવી કૃતિમાં ફેરફાર કરવાને કોઈ શક્તિમાન નથી. કોઇ મનુષ્યથી ઇશ્વિરની ધારણામાં ફેર થઇ શકે તેમ નથી. તેના નિયમને તાબે રહી ધૈર્યથી સુખદુઃખ સહન કરવું એજ શ્રેષ્ઠ છે. તોપણ બહેન સીમંતિની, હું તને કહુંછું કે તું

**ઉપેંદ્રવજ્રા. ૨૭**

થા સાધવી તું, શીલને સમાલી,
લે સોમ વ્રતો, મન ધીર ધારી;
પ્રદોષ કાળે, શિવ પૂજી નિત્યે,
પેહેલું કરો, તીર્થનું સ્નાન પ્રીતે. ૧
થૈ સ્વચ્છ નાહી, કરી વિધિ સેવા,
જોડું જમાડી, બહુ દાન દેવા;
છે નિમ એવો, વ્રત સોમનો તો,
પ્રભાવ છે એ, વ્રતનોજ મોટો. ૨

હે પુત્રી, એ રીતે સોમ પ્રદોષનું વ્રત આચરવાથી શંકર પ્રસન્ન થશે. માટે તે દિવસે નદીએ નહાવું, સ્વચ્છ થઇને સંધ્યા સમયે શિવપૂજન વિધિ સહિત કરી બ્રાહ્મણનું જોડું જમાડી પછી તારે જમવું. અને વસ્ત્રદાન કરી દક્ષિણા આપી સંતુષ્ટ કરવાં. હે પુત્રી, આ વ્રત કરવાથી તું સૌભાગ્યને પામીશ.

**સીમંતિની**—માતુ, આપની આજ્ઞાથી હું તે વ્રત કરીશ.

**મૈત્રીદેવી**—મારી વહાલી બાળકીઓ, ઉછરતી વયની બાળા-

ઓએ કેવી રીતે વર્તવું તે વિષે હું તમને શિખામણ દઉ છું. તે વિષે આ પત્રિકા ધ્યાનથી ઘેર જઇ વાંચજો. કેમકે અત્યારે સમય થઇ ગયો છે.

**ત્રણે સખીઓ**—(નમન કરીને) માજી, આપની શિખામણને અનુસરી નિરંતર ચાલીશું. હવે અમે રજા લઇશું માજી.

**મૈત્રીદેવી**--હા બેટા સીમંતિની, અખંડ સૌભાગ્યવતી ભવ.

(સર્વે જાય છે.)



## પ્રવેશ. ૯

### સ્થળ—રાજ્ય મહેલ.

સત્યવતી, રાણી, રાજા, ચિત્રવર્મા, અને પછીથી સખીઓ સહિત સીમંતિની.

**ચિત્રવર્મા**--પ્રિયા, સીમંતિનીનો અભ્યાસ પૂરો થયો કે?

**સત્યવતી**--પ્રાણનાથ, સીમંતિનીએ પોતાને જોઇએ તેટલું પૂરતું જ્ઞાન સંપાદન કરી લીધું છે. અને હવે તો તે પાકશાસ્ત્રનાં તેમજ ધર્મ શાસ્ત્રનાં સારાં સારાં પુસ્તકો વાંચવામાં વધારે વખત ગાળે છે.

**ચિત્રવર્મા**--એ બહુ સારૂં કામ કરે છે. શાસ્ત્રની ચોપડીઓ વાંચવાથી સ્વધર્મપર આસ્થા વધે છે.

**સત્યવતી**—પ્રાણનાથ, સીમંતિનીની બુદ્ધિ ઘણી સાત્વિક છે. ઇશ્વર તેને સારી બુદ્ધિ આપે. વળી તેને પતિ પણ ધર્મી અને વિદ્વાન આપે. એજ પ્રભુ પાસે મારી વિનતિ છે.

**ચિત્રવર્મા**--પ્રિયા, તેને માટે સારો વર શોધવો એમ વિચાર

કરી તે મેં મનમાં ધારી મૂક્યો છે. જ્યારે વખત આવે ત્યારે ત્યાં નકી કરી વિવાહ કરીશું.

**સત્યવતી**--પ્રાણનાથ, આપણી સીમંતિની હવે તેર વર્ષની થઈ. કન્યાકાળ થવા આવ્યો. તો તેનો વિવાહ કરવા મારી ઇચ્છા થઇ છે.

**ચિત્રવર્મા**--હા પ્રિયા, હું પણ એજ વિચારમાં છું. આપણે તે દિવસે નૈષધ દેશના રાજા ચંદ્રસેનના પુત્ર ચંદ્રાંગદની સાથે વિવાહ કરવા ધાર્યું હતું, પરંતુ સીમંતિનીના ભાગ્યની વિચિત્રતાનો વિચાર આવે છે ત્યારે મારૂં મન હઠી જાય છે.

**સત્યવતી**--મહારાજ, એ બધું ખરૂં છે. પણ હેવે ધારેલું જ્યારે ત્યારે થવાનુંજ. એમાં આપણે શું કરી શકશું ? આપણે ઇશ્વર ભક્તિ કરી તે વિઘ્ન નિવારે એવી પ્રાર્થના કરવાનો યત્ન કરવો. પરંતુ જે લિખિત છે તે કોણ મિથ્યા કરી શકશે ?

**ચિત્રવર્મા**--તું કહે છે તે ખરૂં છે પ્રિયા. મારો પણ એજ મત થાય છે. આજ સીમંતિની ક્યાં ગઈ છે વારૂ ?

**સત્યવતી**--સ્વામીનાથ, તેને એની પોતાની દશા વિષે તેની સખીઓથી જાણ થતાં તે યાજ્ઞવલ્કય ઋષિની પત્ની મૈત્રીદેવી પાસે ગઈ છે. હવે આવવી જોઇએ ખરી.

**ચિત્રવર્મા**--ત્યાં જવાથી શું થશે પ્રિયા ?

**સત્યવતી**--મહારાજ, કોઇ વ્રત, દાન, નિયમ, તપ, બતાવશે તે પ્રમાણે સીમંતિનીએ કરવું એમ તેની ઇચ્છા છે.

**ચિત્રવર્મા**--ખરૂં છે. ઉમાએ પાર્વતીપર તપ કરી સ્વામી સુખ માગી લીધું હતું. તેમ સીમંતિનીને ઇશ્વર કૃપા થાય એજ ઇચ્છુંછું.

(સીમંતિની સખીઓ સહિત આવે છે.)

ત્રણે સખીઓ--માતા પિતા, વંદન કરીએ છીએ.

ચિત્રવર્મા--કેમ બહેન, ક્યાં જઇ આવી?

સીમંતિની--પિતાજી, મૈત્રીદેવી પાસે હું ગઇ હતી; અને તેમણે સૂચવ્યું છે તે પ્રમાણે આપ માતા પિતા આજ્ઞા આપશો તો કરીશ.

ચિત્રવર્મા--હા મારી પુત્રી, તારૂં શુભ થતું હોય તે માટે સદાની પરવાનગીજ છે. તારી ઇચ્છા પ્રમાણે કરજે. પણ મૈત્રીદેવીએ શું કહ્યું છે?

( સીમંતિની સોમ પ્રદોષનું વ્રત કેવી રીતે કરવું તે કહી બતાવે છે. )

સત્યવતી--પુત્રી, એ વ્રત બહુ સારૂં છે. દેવીની આજ્ઞા પ્રમાણે એ વ્રત નિયમ પાળવાથી સારૂંજ થશે.

માલવિકા }
ચતુરિકા } --બહેન સીમંતિની, મૈત્રીદેવીએ શિખામણનું પદ આપ્યું છે તે વાંચી સંભળાવશું કે? માતાજી પિતાજીની આજ્ઞા હોય તો સખી આપણે ગાઇએ.

સત્યવતી--પુત્રીઓ, તમે સાથે મળી ગાઇ સંભળાવો.

ત્રણે સખીઓ--(ગાય છે.)

### રાગ આશાગોડી. ૩૫.

સાવધ રહી સતી નારી સદાકાળ સાવધ રહી સતી નારી.
શિયળ તમારૂં સાચવવાની, ઉલટ રાખજો સારી- સદાકાળ. ૧
લાલ નીલમ વળી'મ ણેક મોતી, હરખાશો નહિ દિલધારી-સદાકાળ. ૨
નહિજ શોભશે શિયળ ભૂષણ વિણુ, મિથ્યા એ અલંકારી- સદાકાળ. ૩
નીતિ તણી ઉર કંચુકી સજવી, શિયળ ભૂષણ સાડી ધારી-સદાકાળ. ૪

કીઓ, યંતર મંત્રથી પતિ વશ થતો નથી. પરંતુ સત્ય નિયમથી પ-તિવ્રત પાળી પતિની આજ્ઞાએ અનુસરી પતિથી છાનાં કર્મ નહિ કર-વાથીજ પોતાનો સ્વામી વશ થાય છે. બાળકીઓ સીતાએ જેમ સાસુ શ્વશુરની ભક્તિ કીધી છે તેમજ તમે પણ કરજો. અને તમારા સ્વા-મીના સુખ દુઃખમાં ભાગ લઇ કીર્તિવંત થાઓ. પરમેશ્વર તમને સારી બુદ્ધિ આપે, એજ મારી આશિષ છે.

**કન્યાઓ**—માતાજી આપની શિખામણ અને આશિર્વાદ માથે ચડાવીએ છીએ.

**સત્યવતી**—બહેન સીમંતિની, હવે આ બાળકીઓની પાસે સું-દર શિખામણની એક ગરબી તું ગવરાવ. તું અને તારી સખીઓ ગાઓ, અને આ બાળકીઓ ઝીલશે.

**ત્રણે સખીઓ**—જેમ માજીની આજ્ઞા.

**સીમંતિની**—(ગાય છે.)

ગરબી. ૨૮

તમે સાંભળો વાત શિયળ તણી,
ધરો હેત શિખામણ ચાહી, રહો સત્ય સાહી સતી ધર્મ પાળજો. ૧
શાણી નારી શિયળવંત શોભતી,
કેવી દીપતી દેવી સમાન, તારો આસ્માન. સતી. ૨
પતિવ્રતા પ્રભુપદ પામશે,
તેનાં વામશે દુઃખ તમામ, રાજી રહે રામ. સતી. ૩
પતિમાંહી ગણી પ્રભુતા સદા,
પૂજે નિજ પતિ તણા પાય, આજ્ઞાંકિત થાય. સતી. ૪
રૂપ ગુણવતી ગર્વહીન છે,

જે હોય શિયળવતી નાર, તેના એ આચાર. સતી. ૫
આ કળિયુગમાં સ્ત્રી જાણે નહિ,
સતી નારી તણા સુવિચાર, પવિત્ર આચ ર. સતી. ૬
સતી દમયંતીને સુલોચના,
સીતા અનસૂયા અહલ્યા નાર, અરૂન્ધતી સાર. સતી. ૭
એતો સત્‌યુગની સહુ નારીઓ,
જેનાં નામ પ્રભાતે લેવાય, પવિત્ર થવાય. સતી. ૮
ભોગવતી તારામતિ થઈ સતી,
જેણે વશ કીધા સૂર્યદેવ, કીધી પતિ સેવ. સતી. ૯
અત્રિ ઋષિની નારી અનસૂયા,
તેણે બાળ કીધા ત્રણ દેવ, તે પણ પતિ સેવ. સતી. ૧૦
સાવિત્રી સતીતણા વ્રતથી,
તેણે સ્વામી કીધો સજીવન, એવી નારી ધન્ય. સતી. ૧૧
સાસુ શ્વશુરનાં નેત્ર અપાવિયાં,
માત તાતને પુત્ર સો સાથ, સાવિત્રી પ્રતાપ. સતી. ૧૨
સહુ સૃષ્ટિ સતીને આધારથી
થજો સત્ય તણો વિસ્તાર, જગતમાં અપાર. સતી. ૧૩
હરિસુખ શિયળ વ્રત ધર્મનું,
નવ ભૂલશો ભૂલાં સહુ નાર, થશે ઉદ્ધાર. સતી. ૧૪

**સત્યવતી**—સીમંતિની, આ ગરબી ઘણી સુંદર ગવાઇ. હવે બ્હેન માલવિકા, તું ગા.

**માલવિકા**—જેવી આજ્ઞા. (ગાય છે.)

**ગરબી. ૨૯**

સખી સમરીએ શારદા માત, ગણપતિ દેવાને;

છે શંકર ભોળો નાથ, સેવા કરવાને.

ઊઠી પ્રભાતે ભજીએ એની, પંચ દેવ પ્રમાણરે,
વાણી વિમળા આપો સહુને, ટાળી મન અજ્ઞાન. સેવા. ૧
મનસા વાચા કર્મણાથી પાપ કદી નવ કરીએરે,
નિત્ય પ્રભુનું ધ્યાન ધરીને, ભવસાગરથી તરીએ. સેવા. ૨
જે જે સ્ત્રી જાતિના ધર્મો, સત્ય શિયળને નીતિરે,
પરમ સ્નેહથી પાળો એ'ની, રાખે પ્રભુ તમશું પ્રીતિ. સેવા. ૩
જ્ઞાન માર્ગમાં પગલું ભરવું, છોડી મિથ્યા વાદરે,
પતિ ગણી પરમેશ્વર જેવો, હરિસુખ લેવું આલ્હાદ. સેવા. ૪

**સત્યવતી**--માલવિકા, બહુ સુંદર ગાયું; આવી શિખામણ સર્વ બાળાઓને આપતા રહેવી, કે જેથી તેનું મન પવિત્ર રહે. ચતુરિકા હવે તારો વારો આવ્યો. તું કંઈ બીજો વિષય લેજે.

ચતુરિકા--સારૂં બાઈ. (ગાય છે.)

સતી પાર્વતી પરમ પુનિત તું પત્ની અહિપતરાગની.-એ રાગ ૩૦

હે સાહેલી, ચાલો આપણે મળી જઈએ નિશાળમાં
જ્યાં નીતિ રીતિનું જ્ઞાન મળે,
મન મલિનતા અજ્ઞાન ટળે,
નિર્મળ નીર સરખી બુદ્ધિ મળે. હે સાહેલી. ૧
વળી ભરત ગુંથનની સહુ રીતિ,
શિખવે શીવન રાખી પ્રીતિ,
એવા અનેક હુન્નરની રીતિ. હે સાહેલી. ૨
ભરતર ભણતર ગુંથન માંહે,
કદી ભૂલ આપણી જો થાએ,
સમજાવે છે શિક્ષક ત્યાંયે, હે સાહેલી. ૩

આબાપનું માન વિચારીને,
ભણવું ગણવું ધીર ધારીને,
સ્વધર્મ નીતિએ ચાલીને. હે સાહેલી. ૪
થઇ વૃદ્ધિ અબળાંના હક્કમાં,
મહારાજે મહેર કરી મનમાં,
[illegible] પી બહુ ગામોમાં. હે સાહેલી. ૫
હવે હોંશ ધરી વિદ્યા લેવી,
આશિષ તખ્ત ધણીને દેવી,
રહો અવિચળ ગાદી અરૂણ જેવી. હે સાહેલી. ૬
બાળાઓની ઘણી બૂજ જાણી,
કરો વિદ્યા કેરી કમાણી,
સુબોધ ધરો ઉરમાં શાણી. હે સાહેલી. ૭
આપણ અબળાના હિત માટે,
પ્રસંગે ઇનામો આપે,
અજ્ઞાનપણું ઉરનું કાપે. હે સાહેલી. ૮
બાળાને ઉત્તેજન મળવા,
ઇનામો મન ગમતાં કરવાં,
એ નિયમ કર્યો સહુ શાળામાં. હે સાહેલી. ૯
ગુણ ગાઓ મળી ઉમંગ ધરી,
જગકર્તા અમપર મહેર કરી,
અવિચળ રાખો આ પૃથ્વી ધણી. હે સાહેલી. ૧૦
તજી આળસ સહિયર સહુ ઊઠો,
અબળા પર ત્રિભુવન છે ત્રુઠયો
હરિસુખ વિલંબ કરો ન જૂઠો. હે સાહેલી. ૧૧

**સત્યવતી**—ચતુરિકા, તેં તો વળી જુદોજ વિષય લીધો. બહુ સારૂં ગાયું હો, બહેન, તારી બુદ્ધિ પણ તિક્ષ્ણ છે. (બાળકીઓને) બાળાઓ, તમે પણ એક સુંદર ગરબી ગાઓ.

**બાળાઓ**—જેમ આજ્ઞા. (ગાય છે.)

## ત્રિતાળી ગરબી. ૩૧

કરજો તૈયારી આજે બેન, રમત ગમત મૂકી કોરે. ૧
તાપે સોનું તવાશે બેન, રમત. ૨
હમણા પરીક્ષક આવે બેન, રમત. ૩
રીસે કદી ભરાશે બેન, રમત. ૪
સુવિદ્યા જો નહિ જોશે બેન, રમત. ૫
ખરી વિદ્યાનો જશ લેવો બેન, રમત. ૬
ગમતો ઉત્તર તો દેવો બે'ન, રમત. ૭
વચનો વિવેકનાં વદજો બેન, રમત. ૮
રીઝવી ઇનામો લેજો બેન, રમત. ૯

## ગરબી. ૩૨

ચાલો સહિયર આપણ જઇને પરીક્ષકજીને નમીએજી,
વાચન વાંચી રૂડી રીતે, સહુ જનને રીઝવીએ, પાસ ઉતરવુંજી. ૧
લેખાં લાખોનાં લખાવો, પ્રશ્નોત્તરમાં પૂરાંજી,
ઉત્તર દઇશું રૂડી રીતે, નહિ રહે અધૂરા, પાસ ઉતરવુંજી. ૨
વાચન લેખન અને હિસાબો, પ્રશ્નોત્તરમાં પૂરાજી,
અહેતાજીને માન આપીએ, વિદ્યામાં થઇ શૂરા, પાસ ઉતરવુંજી. ૩
અનેક રીતે કરો કસોટી, જ્ઞાન વધે અમારૂંજી,
અજ્ઞાની અમે જ્ઞાન નથી કે છેવટ શું થાવાનું, પાસ ઉતરવુંજી. ૪
માફ કરી ભૂલ ચૂકો અમારી, અમને પાસ ઉતારોજી,

ઉત્તેજન વિદ્યા દઇ આપો, થાશે ઘણો સુધારો પાસ ઉતરવુંજી. ૫
નવિને ઇનામો આપો અમને, હૈયે હર્ષ ન માયજી,
હાથ અમારે દેખી ઇનામો, માતા રાજી થાય, પાસ ઉતરવુંજી. ૬
આજ અમારે આનંદ હેલી, પાસ થઇ ઘેર જાવુંજી,
જ્ઞાનનિધિમાં કરી વધારો, હરિસુખ મૂર્ખ ન રહેવું, પાસ ઉતરવુંજી. ૭

**સત્યવતી**—વાહ બહુ સારૂં ગાયું, મારી બાળકીઓ. હમેશા શિક્ષણ માટે ઉત્કંઠા રાખવી અને જ્ઞાન સંપાદન કરી તમારી અને તમારા માતાપિતાની કીર્તિ વધારવી. પ્રિય બાળાઓ, દરેક મનુષ્યનું મન દીવા જેવું છે. કદી પણ સ્થિર રહેતું નથી. દીવાને સ્થિર રાખવાને જેમ તેની આસપાસ ચકચકિત કાચ જડી રાખીએ છીએ, તેમજ તમારી બુદ્ધિને સ્થિર કરનાર જ્ઞાનથી તમારા હૃદયને સ્થિર રાખો, જેથી તમારી વૃત્તિ સ્થિર થશે. બહેનો, પૃથ્વીમાં ધન દાટેલું છે, અને તે ખોદવાથી મળશે, એમ ધારી ધન મેળવવાની ઇચ્છાથી ઊંડું ને ઊંડું ખોદવાથી આખરે તેમાંથી ધનની પ્રાપ્તી થાય છે; તેમજ તમારી હૃદય રૂપી પૃથ્વીમાં બુદ્ધિરૂપી ધન દાટેલું છે, તેને તમે ધીમે ધીમે બહાર કાઢો, અને વૃદ્ધિ કરો. જેથી તમને જ્ઞાન રૂપી ધન મળશે. બાળાઓ, જેમ એકવાર મેળવેલું દ્રવ્ય જમીનમાં દાટી મૂકવાથી કટાઇ જાય છે, અને આખરે નાબૂદ થઇ જાય છે, તેમજ તમારી વિદ્યારૂપી ધન તમે એકવાર મેળવી તેને એમતું એમ ઉપયોગ કર્યા વિનાનું રાખી મૂકશો તો જમીનમાં દાટેલા દ્રવ્યની માફક તમારૂં જ્ઞાનરૂપી દ્રવ્ય કાટ ખાશે, અને આખરે નાબૂદ થશે. માટે જેમ મધમાખી ઉદ્યોગથી નિત્ય નવી વનસ્પતિનો રસ એકઠો કરી આખરે તેમાંથી મધરૂપી મીઠો પદાર્થ બનાવે છે, તેમજ તમ મધમાખીના જેવા ઉદ્યોગી થાઓ. નવિન વિદ્યાનો સંગ્રહ કરીને મીઠા મધરૂપ તેનો સાર તમે લ્યો

અને સર્વને આપો. (શિક્ષકને) વિદ્યાગુરૂ, આ સર્વ બાળાઓનું જ્ઞાન જોઇ આજ મારૂં મન ઘણું પ્રસન્ન થયું છે, એમાંની કોઇને કાવ્ય રચનાની માહિતી છે કે ?

**વિદ્યાગુરૂ**—માતુશ્રી, થોડી થોડી માહિતી સર્વને આપવામાં આવે છે. આમાંની એક ન્યાયાધીશની પુત્રી માલિનીગૌરીએ એક શિયળ વિષે ગીતિ બનાવી છે અને તે સારી બોધક છે; આજ્ઞા હોય તો ગાઈ સંભળાવવા કહું.

**સત્યવતી**—વાહ, એતો બહુ સારૂં. ખુશીથી ગવરાવો.

**વિદ્યાગુરૂ**—બહેન માલિનીગૌરી, તમારો રચેલ વસંતતિલકા અને ગીતિ આ સમયે ગાઇ સંભળાવો.

**માલિનીગૌરી**—જેમ આજ્ઞા. (ગાય છે.)

### વસંતતિલકા. ૩૩

અંબા ગણેશ તમને, નમીને સ્તવું હું
આપો મને શુભ મતિ, વિનતિ કરૂંછું.
હું ના વદું વચન મુખ થકીજ કૂડાં,
છે મહેર જો તમ તણી, કરૂં કાવ્ય રૂડાં.

### ગીતિ. ૩૪

સત્ય શિયળ ને નીતિ, રહી સ્વધર્મે પાળો સ્ત્રી ધર્મો;
મિથ્યા વાદો મૂકી, સેવા કરવી પાળી સત્કર્મો. ૧
પતિવ્રત પાળી પ્રીતે, નિત્ય ભજન સેવન પતિનું કરવું;
અન્ય પુરૂષ પિતુ ભ્રાતા, નિજ મનમાં સમજી પગલું ભરવું. ૨
આ સંસાર સમુદ્રે, મન મોજાં ઉછળે છે નિજ ઉરમાં;
નીતિ નાવમાં બેસી, સત્ય શિયળથી રે તરવું પૂરમાં. ૩
મન વેગી જે અશ્વો, અવળા સવળા ફરતાને અટકાવો;

પ્રભુ પદ રાખી પ્રીતિ, યશ દુનિયામાં લઇને લ્યો લા'વો. ૪
ગ્રહો શરમ મન માંહી, નીચું ન્યાળી વદવું જન સંગે;
રાજી રહે પ્રભુ એથી, વળી વધે સુંદરતા રે અંગે. ૫
શોભાવો નિજ માતા, વળી સહોદર સહુ નિજ પિતાજી;
શોભી સુંદર ગુણથી, રહો સુખી સંસારે થઇ રાજી. ૬
આશિષ શિર લઈ સહુની, ભાવ થકી ભજવા શ્રી ત્રિપુરારી;
હરિસુખ છે સાચું, નવ વિસરવા મનથી મુરારી. ૭

**સત્યવતી**—વાહ બહુ સારૂં ગાયું. જેવું પવિત્ર નામ છે તેવુંજ કાવ્ય છે. કાવ્ય રચના બહુ સારી છે. હમેશાં એવા સદ્બોધ સર્વે બાળકીઓએ ધ્યાનમાં રાખવા. સત્સંગ કરી દુર્જનથી દૂર રહેવું. (વિદ્યાગુરૂને) હવે તમે સર્વને ઇનામ આપી, છૂટી આપો. આ માલિનીગૌરીને સુવર્ણ મુદ્રિકા અને કંઠમાં પહેરવાની માળા આપજો.

**વિદ્યાગુરૂ**—જેમ આજ્ઞા. (ઈનામો આપે છે. બાળાઓ નમન કરે છે.)

મેળાવડો વિસર્જન થાય છે.

---

## પ્રવેશ. ૧૧

### સ્થળ—રાજાની કચેરી.

રાજા ચિત્રવર્મા, પ્રધાન, વિગેરે સભાજનો. પછીથી જોશી.

**ચિત્રવર્મા**—પ્રધાનજી ! આજ જોશી મહારાજ હજુ કેમ નથી આવ્યા ?

**પ્રધાન**—મહારાજ, આજ્ઞા હોય તો તેડવા મોકલું.

**ચિત્રવર્મા**—હા પ્રધાનજી, આજ આપણે તેને નૈષધદેશ કંકુંપત્રિકા લઇ મોકલવા છે. તો તેને સત્વર બોલાવો.

**પ્રધાન**—જેવી આજ્ઞા. (પ્રતિહારને જોશીને બોલાવવા મોકલે છે.)

**ચિત્રવર્મા**—પ્રધાનજી, જોશી મહારાજ હજુ આવ્યા નથી તેટલો વખત વારાંગનાનું ગાયન સાંભળશું. માટે તેમને તેડાવો.

**પ્રધાન**—જેવી આજ્ઞા, મહારાજ. (વારાંગનાને બોલાવવા મોકલે છે. વારાંગના આવે છે.)

**વારાંગના**—સલામ કરીને ગાય છે.

મધુબનમેં ગુજરીયાં લૂંટી–એ રાગ. ૩૬

મધુબનમેં મોરલિયાં વાગી, હુંતો ભરનિદ્રાથી જાગીરે– મધુબન
મોરલિયાં રસ પીએ મોહનનો, અધર તણો સુભાગીરે– મધુબન ૧
મોરલિયાંનો મધુર સુંદર સ્વર, મોહનની લે લાગીરે– મધુબન ૨
વૃંદાવનની વાટડીએ હું, લજ્જા તજી ગઇ ભાગીરે– મધુબન ૩
સાસુડી મારી પૂછવા લાગી, નણદલ પૂંઠે લાગીરે– મધુબન ૪
કંથ તણો ભય ભવમાં ભૂલી, હરિસુખ લેવા લાગીરે– મધુબન ૫

**ચિત્રવર્મા**—વાહ પ્રધાનજી, આજ આ નાયકાએ ગાયન ઘણું સારૂં ગાયું. તેને ખુશી કરવા યોગ્ય ઇનામ આપો.

**પ્રધાન**—બહુ સારૂં મહારાજ, જેમ આજ્ઞા.

**પ્રતિહાર**—મહારાજ, વિદ્યાધર જોશી આવવા રજા માગે છે.

**ચિત્રવર્મા**—તેને આવવા દો. (જોશી આવે છે.)

**જોશી**—મહારાજ, વંદન કરૂંછું. નારાયણ! નારાયણ! નારાયણ!

**ચિત્રવર્મા**—જોશી મહારાજ, મારી પુત્રી સીમંતિનીનો વિવાહ મેં નૈષધ દેશના રાજા ચંદ્રસેનના પુત્ર ચંદ્રાંગદની સાથે કરવા ધારેલો છે. તો તે આપણા યોગ્ય છે કે કેમ?

**જોશી**—મહારાજ, ખરેજ એના જેવો રૂપ, લક્ષણ અને લાવણ્યતા તથા ગુણવાળો બીજો કોઇ કુંવર નથી. પરંતુ બહેન સીમં-

તિનીને અનુકુળ આવે તે રાજ કુંવરને, સ્વયંવર રચી, વરમાળ આરોપાવવી.

**ચિત્રવર્મા**—જોશી મહારાજ, પુત્રીનો સ્વાર્થ કેમ સુધારવો તે અમે સારી રીતે જાણીએ છીએ. તે પોતાની મેળે વર પસંદ કરે અને માતા પિતા જાણે નહિ એ રીત મને બીલકુલ પસંદ નથી. એ રીતને હું અપમાન ગણુંછું. મારી પુત્રી એવી સુશીલ છે, કે તે પોતાના માતાપિતાની મરજી વિરૂદ્ધ કદી વર્તતીજ નથી. વળી એ કે સ્વયંવર રચીને સીતાએ, દમયંતીએ, સંયુક્તાએ વરમાળ આરોપી હતી તેમાં આશાબંધી આવેલા રાજાઓ નિરાશ થઈ જવાથી ઘણાં વિઘ્નો નડયાં છે. તે વાતનો વિચાર કરતાં એ રૂઢી હું પસંદ કરતો નથી.

**જોશી**—મહારાજ, આપની જેમ ઇચ્છા. મે મારા ધર્મ પ્રમાણે આપના ધ્યાનપર આવવા રાજ્ય નિયમ દર્શાવ્યો છે મહારાજ.

**ચિત્રવર્મા**—જોશી મહારાજ, રાજ્યરીતિ પ્રમાણે સર્વેને આમંત્રણ તો કરવામાં આવશેજ. પરંતુ ફેર માત્ર એજ કે કુંકુંપત્રિકામાં ખુલ્લું દર્શાવવામાં આવશે કે સીમંતિની ચંદ્રસેનના પુત્ર ચંદ્રાંગદ જોડે વરશે અને વરમાળ આરોપશે. માંગલિક કાર્યમાં સહુ ખુશીથી ભાગ લેશે.

**જોશી**—બહુ સારૂં મહારાજ, જેવી આપની ઇચ્છા.

**ચિત્રવર્મા**—જોશી મહારાજ, કર્તા ઈશ્વર છે, આપણે તો ફક્ત સાક્ષી ભૂત જામીન તરીકે છીએ. તે ફરજ આપણે બજાવવી અને જુઓ કે કયે દિવસ શુભ લગ્ન આવે છે?

**જોશી**—( ટીપણું જોઇને ) મહારાજ, લગ્ન તો સારામાં સારૂં વસંતપંચમીનાજ આવે છે.

**ચિત્રવર્મા**—બહુ સારૂં કંકોત્રી લખી લઇને સત્વર જાઓ, અને ખર્ચ માટે પ્રધાનજીને આજ્ઞા આપીશ.

**જોશી**—બહુ સારૂં મહારાજ, જેમ આજ્ઞા. હવે હું રજા લઉછું.

(જાય છે.)

**ચિત્રવર્મા**—પ્રધાનજી, હવે તમે સૌ દેશો દેશના રાજાને કંકોત્રી લખી માનપૂર્વક આમંત્રણ કરજો. કંકોત્રીમાં લખવું કે ચંદ્રસેનના પુત્ર ચંદ્રાંગદને પુત્રી સીમંતિની વરમાળ આરોપશે. તે પ્રસંગે સૌ પધારી લગ્ન મંડપને શોભાવશો

**પ્રધાન**—બહુ સારૂં મહારાજ, જેમ આપની આજ્ઞા.

**ચિત્રવર્મા**—પ્રધાનજી, હવે તમે સર્વે લગ્ન સાહિત્યની તૈયારી ત્વરાથી કરવી શરૂ કરજો. જોશી મહારાજને મુસાફરી, વાહન વિગેરે ખર્ચનો બંદોબસ્ત કરી આપજો. હવે હું અંતઃપુરમાં જાઉછું. કચેરી બરખાસ્ત કરો.

**પ્રધાન**—જેમ આજ્ઞા, મહારાજ.

(સર્વે જાય છે.)



## પ્રવેશ. ૧૨

**સ્થળ—નૈષધ દેશમાં ચંદ્રસેનનો રાજ્ય મહેલ.**

રાજા ચંદ્રસેન, રાણી યશવતી, તથા પુત્ર ચંદ્રાંગદ.

**યશવતી**—સ્વામીનાથ, હવે આપની ઉત્તર અવસ્થા થવા આવી, તો રાજ્યકાજમાં ચંદ્રાંગદ માહીતગાર થાય તો આપને ઘણો વિસામો મળે.

**ચંદ્રસેન**—હા પ્રિયા, તે ખરૂં છે. અને પુત્ર ચંદ્રાંગદ તે પ્રમાણે જરૂરી કામકાજમાં મન રાખે છે ખરો.

**ચંદ્રાંગદ**--માતુશ્રી, મારા પિતાજીની છાયામાં રાજ્યની સંભાળ રાખવા હું શીખું છું.

**યશવતી**--બહુ સારૂં મારા વહાલા પુત્ર રાજ્યની સ્થિતિ ખટપટને લીધે ઘણી બગડેલી છે.

**ચંદ્રાંગદ**--માજી, હમણા તેમાં ઘણો સુધારો થયો છે. તે પિતાજીના ધ્યાનમાં હશેજ.

**ચંદ્રસેન**--હા પુત્ર, તને ધન્ય છે. અને તે માટે હું પરમ કૃપાળુ પરમેશ્વરનો ઉપકાર માનુંછું કે તેણે તારા જેવા પુત્ર રત્નની પુખ્ત ઉમરે દયા કરી રાજ્ય તાર્યું. નહિતો આપણો પિત્રાઈ ક્રૂરસેન રાજ્યપર તરાપ મારવાને તત્પરજ હતો. એમજ આશા બાંધી બેઠો હતો કે જ્યારે ત્યારે એ રાજ્ય આપણું છે.

**યશવતી**--ખરેખર તે તો એમજ ધારતો હતો કે પુત્ર નથી તો રાજ્ય કોનું છે? મારૂંજ છે.

**ચંદ્રસેન**--હજુ પણ તે દુષ્ટ લાગ આવે તો રાજ્ય બથાવી પડયા વગર રહેશે નહિ.

**ચંદ્રાંગદ**--અરે પિતાજી, તેનો શું ભાર છે?

(પ્રતિહાર આવે છે.)

**પ્રતિહાર**--મહારાજ, મગધ દેશથી કોઈ વિદ્યાધર નામે જોશી આવ્યો છે.

**ચંદ્રાંગદ**--તેને અંદર આવવા દો.

**જોશી**--કલ્યાણમસ્તુ રાજેંદ્ર!

**ચંદ્રસેન**--જોશી મહારાજ! ક્યાંથી પધાર્યા?

**જોશી**--મગધદેશથી રાજા ચિત્રવર્માએ આપને દંડવત કહ્યા છે, અને કુંકુપાત્રકા આપી છે.

**ચંદ્રસેન**--(કંકોત્રી લઈ વાંચીને) જોશી મહારાજ, આમાં લખ્યા પ્રમાણે અમે આવી પહોંચીશું. હવે તમે અત્યારે તો ઉતારે રહો. સવારે જજો.

(પ્રતિહારને) પ્રતિહાર, આ જોશી મહારાજને ધન વસ્ત્ર વ-ગેરે આપી ભોજન કરાવવા લઇ જા. ઘટતો બંદોબસ્ત કરજે.

**પ્રતિહાર**--બહુ સારૂં મહારાજ. જેમ આજ્ઞા.

**ચંદ્રસેન**—પ્રતિહાર, પ્રધાનજીને કહેજે કે આપણે સૌ સ્વારી સહિત મગધ દેશ જવા નીકળવું છે. માટે લગ્નની તૈયારી સર્વે કરી મૂક.

**પ્રતિહાર**—જેમ આજ્ઞા મહારાજ.

**જોશી**—મહારાજનું કલ્યાણ થાઓ. હવે હું જાઉંછું. (મનમાં) અહા! આ સીમંતિની બહેનના પતિની શું કાંતિ! જાણે પૂર્ણિમાનો ચંદ્રજ ઉદય થયો! જેવું નામ, તેવીજ કાંતિ અને તેવાજ ગુણ છે. ખરે તેના દર્શનથીજ મારો જન્મ સફળ થયો. પણ આ સીમંતિની બાએ આપેલી પત્રિકા કેવી રીતે આપવી? પણ હાં! મને રસ્તો સૂઝ્યો ખરો. હાલ તો હું મારી પાસેજ રાખું. પછીથી ચંદ્રાંગદ ભાઇ જ્યારે પોતાના મહેલમાં જશે ત્યારે તેના અનુચરને આપીશ. તે તે-મને આપશે. હા એજ ઠીક છે. (જાય છે.)

**યશવતી**--પ્રાણનાથ, એ કુંકુપત્રિકા શેની છે? હુંતો કંઈ સમજી શકી નહિ. કંઇક લગ્ન સંબંધી હશે.

**ચંદ્રસેન**--પ્રિયા, મગધ દેશના રાજાએ પોતાની પુત્રીનો વિ-વાહ આપણા પુત્ર ચંદ્રાંગદ સાથે કરવા કંકોત્રી મોકલી છે.

**યશવતી**--બહુ સારૂં થયું. મારા મનમાં હતું તેજ થયું. એ સીમંતિની ઘણીજ સુશીલ છે.

**ચંદ્રસેન**--પુત્ર, આ બાબતમાં તારો શો વિચાર છે? મારી વૃદ્ધાવસ્થામાં તારૂં લગ્ન થાય, એ મારે તો ખરેખરો લા'વો લેવાનો છે.

**ચંદ્રાંગદ**—પિતાજી, માતા પિતા તેના પુત્રના હિત માટે કંઇ થોડાં લાગણીવાળાં હોતાં નથી, કે હું આપની વિરૂદ્ધ જઉં. આપ જે કરશો તે યોગ્યજ કરશો.

**ચંદ્રસેન**—સારૂં, મારા સદ્દગુણી પુત્ર. હવે લગ્નમાં જવાની તૈયારી કરવાની છે. તે તું તથા તારાં માતુશ્રી બન્ને કરવા માંડો.

**યશવતી**—બહુ સારૂં મહારાજ. પણ હાલ સમય થઇ ગયો છે. તેથી ભોજન અર્થે પધારો સ્વામીનાથ.

**ચંદ્રસેન**—ચાલો. (સર્વે જાય છે.)

## પ્રવેશ. ૧૩

### સ્થળ—સીમંતિનીનો મહેલ.

સીમંતિની અને તેની સખીઓ; પછીથી રાણી સત્યવતી.

**સીમંતિની**—સખી માલવિકા, હાલમાં મારૂં મન ખુશી અને દિલગીરી બે વાતથી ભ્રમિત થાય છે. જેમ આકાશે વાદળી ચઢે ને અંધકાર હોય તેમ

**માલવિકા**—ખરૂં છે સખી. લગ્ન થશે તે વિષે ખુશી, અને ભવિષ્યનો વિચાર આવતાં દિલગીરી થયા વિના રહેજ નહિ.

**ચતુરિકા**--સખી, એમ આખો દિવસ વિચાર કરવાથી શું ફળ છે? હવેતો આનંદમાંજ રહેવું. તારા માતા પિતાએ કેવો સારો ગુણિયલ સ્વામી શોધ્યો છે?

**માલવિકા**—હા સખી, કુંવરતો ઘણોજ સારો છે. ગુણિયલ અને વળી જેવું નામ છે તેવુંજ રૂપ છે. સખી સીમંતિની, આજ તું દિલ-

ગીર છે, તો તારું મન રંજન કરવા માટે ચાલ આપણે ગોપ ગુંથીએ.

**સીમંતિની**--હા, ચાલો બહેન.

**સર્વે**–( ગોપ ગુંથે છે અને ગાય છે. )

સહિયર શરદ્ પૂનમની રાત બહુ રળિયામણી હો રાજ–એ રાગ ૩૭

સહિયર શું કહું દુઃખની વાત મોહન મેલી ગયા હો આજ દહાડા કેમ
જશે હો રાજ,

રૂડી રમવા સરખી રાત, ગોવિંદ ગોકુળે ગયા હો આજ–દહાડા.
વહાલા વિના વેરણ રાત હવે તો જશે નહિ હો આજ–દહાડા.

રૂડી ઋતુ વસંતની, પૂર્ણ પૂનેમની રાત,
રમવા આરત રાધિકા, ભૂલ્યાં ગોકુળનાથ.

સખી કાગળિયા કંઇ લાખ લખાવ્યા લાલને હો આજ–દહાડા.
તોયે નાવ્યા મારા નાથ નમેરા બહુ થયા હો આજ–દહાડા. ૧

જળ વિણ ન જીવે માછલી, ચંદ્ર વિનાની રાત;
સૂર્ય ઉદય વિણ શોભતી, દીસે જેવી પ્રભાત.

જીવન જીવ વિનાની રહી છે રૂડી રાધિકા હો આજ–દહાડા.
વહાલે વ્રજ વનિતા વિસારી ગોવિંદજી ઘટે નહિ હો આજ–દહાડા. ૨

( દાસીઓ આવે છે. )

**દાસી**—બહેન સીમંતિની બા, માતુશ્રી હમણા આપની પાસે પધારે છે, અને અમને અગાઉથી મોકલ્યાં છે. (રાણી આવે છે.)

**સીમંતિની**—માજી, વંદન કરૂંછું.

**સત્યવતી**—પુત્રી, અખંડ સૌભાગ્યવતી થા.

**માલવિકા** / **ચતુરિકા**—માજી, આપ અત્રે પધાર્યાં તેથી અમે ને અમારી સખી ઘણાં ખુશી થયાં છીએ.

**સત્યવતી**—હા મારી વહાલી બાળકીઓ. સીમંતિનીનો વિવાહ

કરવાની ધામધૂમ ચાલી રહી છે. તેવામાં મહારાજાશ્રીએ મને સૂચના કરી કે પુત્રી સીમંતિનીનો વિવાહ આપણે નૈષધ દેશના કુંવર ચંદ્રાંગદ સાથે કરવાની તૈયારી કરી છે. તે વાત તેને ગમતી છે કે કેમ? તે પૂછવાની આપણી ફરજ છે. તે વિષે તેની સંમતિ લઈ આવ. તેથી હું સીમંતિનીને પૂછવા આવીછું.

[illegible], મને બોલાવી કેમ નહિ? આપે મારે માટે આવો શ્રમ લીધો માજી?

**સત્યવતી**—બેટા, તારા પિતાજી સમક્ષ તું લજ્જાને લીધે કંઈ કહી શકે નહિ. બોલ બ્હેન, ચંદ્રાંગદ વર તને ગમે છે? કે તું તારી મેળે શોધી લઈશ?

**સીમંતિની**—માજી, એ શું બોલ્યાં? આપની વિરૂદ્ધ હું કદી થઈ છું? તમે તો યોગ્ય વર સાથે વરાવી, પરંતુ કદી તેમ ન હોય તોપણ શું? હું મારી પિતુ તથા પતિ ભક્તિમાં ચુકું એવી તમારી પુત્રી નથી.

**માલતિકા }**
**ચતુરિકા }** —માજી, અમારી સખી સત્ય કહે છે. વૃક્ષ તેવાંજ ફળ હોય છે. જેવાં આપ સુવિચારી છો તેવીજ આ અમારી સખી છે.

**સત્યવતી**—વહાલી પુત્રી, તું ખરૂં કહે છે. ખરેજ, તું મારાં કરેલાં કાર્યને માન આપે છે.

**સીમંતિની**—માજી હું ખુશીછું, અને મારો જન્મ આપ જેવાં માતાપિતાની સહાયતાથી સફળ થયેલો માનુંછું.

**સોરઠો. ૩૮**

ધન ધન છે મુજ દિન, સફળ જન્મારો માહરો,
આ જીવતરને ધન, સ્વામી સારો સાંપડ્યો.

ઇષ્ટ દેવ કૃપાય, અમૃત તો મુજને મળ્યું,
લાગું માજી પાય, ભાગ્યોદય થયું માહરૂં.

**સત્યવતી**--તું ખુશી છે તેથી હું ઘણો સંતોષ પામીછું. હવે હું જાઉંછું. તમે પણ બધા ચાલો. બ્હેન પરણીને અખંડ સૌભાગ્ય ભોગવ એજ અંતર આશિષ છે.

**ત્રણે સખીઓ**—જેવી માજીની આજ્ઞા.

( સર્વે જાય છે. )

## પ્રવેશ ૧૪.

### સ્થળ—નૈષધદેશમાં ચંદ્રાંગદનો મહેલ.

ચંદ્રાંગદ, તથા તેના બન્ને મિત્રો. પછીથી સિપાઇ.

**ભાનુસિંહ**--કેમ મિત્ર ચંદ્રાંગદ, આજ શું વિચારમાં પડયા છો? કાંઇ વાતચીત કર્યા સિવાય મૌન બેસી રહ્યા છો એ શું ?

**સૂર્યસિંહ**--હા ભાનુસિંહ, તમે કહોછો તે ખરૂં છે. મારા મનથી પણ હું વિચાર કરતો હતો કે આજ આપણા મિત્ર કંઇક વિચારમાં છે.

**ચંદ્રાંગદ**--મિત્રો, તમે આજ બે જણા એક સંપે એકી નજરે અને એકજ વિચારે મારી વૃત્તિ જાણી લીધી કે શું? હોય ભાઇ ભાનુ કહેતાં સૂર્ય અને સૂર્ય કહેતાં ભાનુ એકજ અર્થી નામ એટલે અંતઃકરણ, વિચારબુદ્ધિ, અને વૃત્તિ એકજ હોય તેમાં શું નવાઈ? વળી સર્વવ્યાપક એટલ પર અંતરની વાત પણ જાણીજ શકો તો.

**ભાનુ**--ત્યારે શું તમે ના કહી શકશો કે તમે વિચારમાં નથી?

**સૂર્ય**--ભાઈ ભાનુ, આપણા મિત્ર હવે આપણાથી ભેદ રાખે છે, પણ મન એક છે એટલે અંતરવ્યાધિ જાણીજ શકીએ. તમે ન-

થી જાણુતા કે તેમના લગ્ન મગધ દેશના રાજાની કુંવરી સીમંતિની સાથે થવાના છે.

**ભાનુ**--હા, હા, ખરૂં એ તો હું ભૂલી ગયો. ભાઈ હવે તેને મળવાને તો ઘણાજ થોડા દિવસ રહ્યા છે. ત્યારે હવે તો આનંદી થાઓ.

**ચંદ્રાંગદ**--મિત્ર, તમે તો મારો મશ્કરી કરવા માંડી. પણ ભાઇ, તમે જમી બેઠેલા તેને ભુખ્યાંની બુજ કયાંથીજ હોય ? ખરે પ્રિયમિત્ર, હવે મારૂં મનતો એ ચંદ્રમુખીને નીરખવાને બહુજ ઉત્કંઠિત થયું છે. અને અહોનિશ એજ વિચારમાં આ અધીરૂં મન દોરાયાં કરે છે.

**સૂર્ય**--ખરૂં છે પ્રિયમિત્ર, રસિક ભ્રમર કમળનો સુરસ લેવાને હમેશાં ઉત્કંઠિત હોય છે. મિત્ર, તેને આપે કોઇવાર જોઈ છે કે ? રૂપ ગુણ વિષે શી માહિતી છે ?

**ચંદ્રાંગદ**--પ્રિય મિત્ર, મેં તેને જોઇતો નથીજ. પરતુ તેના સુગુણ વિષે પ્રસંશા જેમ કસ્તુરીની સુગંધ સર્વ સ્થળે પ્રસરી રહે તેવી પ્રસરી રહેલી છે. એના ગુણનું વર્ણન જ્યારથી મેં જાણ્યું છે, ત્યારથીજ મારૂં મન તેમા રમી રહ્યું છે. તે પરમકૃપાળુ પરમેશ્વરે મારાપર કૃપા કરી એ રત્ન મારે હસ્ત સુપ્રત કર્યું તેથી તે ફીરતારનો આભાર થયો છે.

**ભાનુ**--જેના ગુણની ગણના નથી, તેના રૂપમા શું ખામી હોય ?

**ચદ્રાંગદ**--મિત્ર, ખરૂં પૂછો તો હુંતો રૂપ કરતાં ગુણને વધુ પસંદ કરૂં છુ. રૂપથી મોહવાતું નથી. ગુણહીન ઘોળાં ગધેડાં પણ હોય છે. તે કાંઇ શોભી નીકળે છે ? નહિજ.

**સૂર્ય**—ખરૂં છે મિત્ર. સાધ્વી સ્ત્રી તેના શીલગુણથી જેમ સૂર્યના કિરણોથી શોભી રહે છે તેમજ દુનિયામાં દીપી રહે છે. અને રૂપવંતી દુરાચારી સ્ત્રી પોતાની કાંતિ સુંદર છતાં કલંકથી કુરૂપા થાય છે. તેથીજ રૂપ કરતાં ગુણની ગણના વિશેષ થાય છે.

(સિપાઇ આવે છે.)

**સિપાઈ**—મહારાજ, વંદન કરૂંછું. આ કાગળ મગધદેશથી બ્રાહ્મણ આવ્યો છે તેણે આપને આપ્યો છે.

(કાગળ આપે છે.)

**ચંદ્રાંગદ**—(કાગળ લઇ હર્ષથી વાંચે છે.)

"શિરછત્ર વિદ્યાનિધિ પ્રાણાધાર પતિ,

ગુરૂ ગોવિંદના મહિનાનો રાગ. ૩૯

સ્વસ્તિ શ્રીરે નૈષધ દેશ સુંદર શોભેરે,
જ્યાં સુગુણ વિભૂષિત ચંદ્ર મારો ઓપેરે. ૧
નળ કુળમાં નીપજ્યા નાથ સત્યના સાગરરે,
પૂરણ પુન્યેથી હુંજ પામી આ વરરે. ૨
હું મગધ દેશથી આજ સીમંતિની યાચુંરે,
સ્વીકારો મુજ પ્રણામ પાયે લાગુંરે. ૩
નવ જોયું તમારૂં મુખ સ્વપ્ને સ્વામીરે,
અંતર આત્મા છો એક અંતર યામીરે. ૪
શુભ પૂર્વની પ્રમૃતથીજ અમૃત પામીરે,
સ્વીકારી પ્રીતિ મુજ લેજો સ્વામીરે. ૫
શુભ લગ્ન લીધું છે નાથ માહ મહિનામાંરે,
છે વસંતપંચમી દિન પૂરો મહિમાનોરે. ૬

મમ વસંત વિલાસી નાથ વહેલા વળજોરે,
વેગે ચંદ્રાંગદ નાથ આવી મળજોરે. ૭
રૂપ યૌવનને ગુણશીલ વિદ્યા વિધિરે,
પ્રભુએ સોંપ્યો શુભનાથ કૃતારથ કીધીરે. ૮
શુભ સુખડ કસ્તુરી વાસ, સઘળે બહેકેરે,
તમ શુભ ગુણ કેરી નાથ સરિતા વહેછેરે. ૯
નિજ દાસી ગણીને દોષ સુધા લેજોરે
વિરહાગ્નિ કેરૂં દુઃખ નિવારી દેજોરે. ૧૦

ચંદ્રઉદયની રાહ જોતી બેઠેલી પ્રેમી ચંદ્રિકા
સીમતિનીના પ્રણામ આપના ચરણ-
કમળમાં નિવેદન થાઓ."

મિત્રો આ કાગળથી મારૂં મન ખરેજ વ્યાકુળ થઈ ગયું છે. જેમ બળતામાં ધૃતધારા થવાથી પ્રજ્વલિત થાય, તેમજ તેના પ્યાર-રૂપી ધૃતધારાએ આ મારા અંતરના કામાગ્નિને પ્રદિપ્ત કર્યો છે. શું તેની લખવાની રીતિ! શું તેની પ્રીતિ અને શું તેની નીતિ! આ પ-ત્રના લખાણથીજ જણાઈ આવે છે.

**ભાનુ**—મિત્ર, વળી અક્ષર પણ કેવા સુંદર છે? એવી સદ્-ગુણી અર્ધાંગના મળવાથી જેવા તમે સુખી થશો તેવાજ અમે તમારા મિત્રો ખુશી થઇશું.

**સૂર્ય**—ભાઈ, એમાં શો સંદેહ? હવે આપણે મગધદેશ જવા-ની તૈયારી કરવી શરૂ કરો. હવે તો એક અઠવાડિયું પણ નથી. કેમ મિત્ર, અમને સાથે તેડી જશો કે નહિ?

ચંદ્રાંગદ—મિત્રો, તમારા વિના મને ઘડીએ ચાલે તેમ નથી. મારા વિયોગી પીડાતા મનને તમારા પ્રેમાળ અને શીતલ વચનો રૂપ સ્વચ્છ જળથી શાંતિ વળે છે. નહિતો આ અધીરૂં મન તદન ગાંડુંજ બની જાય.

ભાનુ—ભાઇ પ્રેમ એવોજ છે. પ્રેમમાં કયો માણસ ગાંડો નથી થયો ? મોટા મુનિવર પણ પ્રેમથી ગાંડા બની તપથી ચલિત થયા છે. મહેશ્વર પણ ભીલડીરૂપે પાર્વતીના પ્રેમમાં તપ ચૂક્યા છે, અને બ્રહ્મા પણ ફક્ત પાર્વતીનું અંગુષ્ટ જોઇ વ્યાકુલ થઇ શંકરના ક્રોધને પાત્ર થયા છે. તો ભાઈ આપણે મનુષ્ય જાત મોહને વશ થઇએ તેમાં શું નવાઇ જેવું છે ?

ચંદ્રાંગદ—પ્રિય મિત્ર, ચાલો આપણે જરા ખુલી હવામાં ફરી આવીએ વળી જવાનો સમય પાસે આવશે એટલે સર્વ સામગ્રી કરાવવામાં ફરવા જવાનો વખત મળશે નહિ. કેમ સૂર્યસિંહ, તમારી શી ઇચ્છા છે ?

સૂર્ય—હા ચાલો જરા ખુલી હવાથી શીતલ પવનની લહેરથી, તમારા મનને પણ જરા શાંતિ થશે. ચાલો જરા ફરી આવીએ.

ચંદ્રાંગદ—પણ મિત્ર, આ કાગળનો જવાબ લખી લઉં અને પછી આપણે જઇએ, કેમકે ત્યાંથી આવનાર જોશી પાછા કાલેજ જવાના છે.

સૂર્ય—હા મિત્ર, એ કામ પહેલું કરીલો પછી આપણે જઇએ.

ચંદ્રાંગદ—એમજ કરૂંછું. ( કાગળ લખે છે અને અનુચરને આપે છે. પછી સર્વે જાય છે.

—૦-૦૦-૦—

## પ્રવેશ. ૧૪

### સ્થળ—સીમંતિનીનો મહેલ.

સીમંતિની, પછીથી માલવિકા અને ચતુરિકા.

**સીમંતિની**—(મનમાં) અહો કીરતાર, તેં મને આ ભવમાં સદ્દગુણી ભરથાર આપી કૃતાર્થ કરી. તેમજ હે દીનાનાથ, હવે તું નિરંતર સહાય કરજે. જેમ પાંડુપુત્રોને લાક્ષા ગૃહમાંથી ઉગાર્યા, તેમજ આ મારી દશાના ગૃહથી ઘેરાયેલા નસીબની સહાય કરી, મારા સ્વામીને ચિરંજીવી કરજે. હે દીનદયાળ, હુંતો તારેંજ શરણે છું. હે ભક્ત વત્સલ ભગવાન, જેમ સર્વે ભક્તોને સહાય કરી તેમ હું દીન બાળકી ઉપર નિરંતર કૃપાળુ થજે. (ચોકીને) અરે, મે તો વિચારમાં ને વિચારમાં આ નૈષધ દેશથી આવેલી પત્રિકા, જે મને જોશીએ આપી છે તે, મહેલમાં આવી વાંચવાને વિચાર કરેલો અને તે ગજવામાં મૂકેલી પરંતુ અત્યાર સુધી તે વાંચી શકી નહિ. હું કેવી બેભાન! કે પ્રાણનાથે પ્રીતિભર્યો પત્ર મોકલ્યો પણ મને વાંચવાનુ જરા યાદ પણ રહ્યું નહિ. હે પ્રભુ, એ ભૂલની તું મારા પતિ પાસે ક્ષમા અપાવજે.

(પત્ર વાંચે છે.)

"પ્રિયા સીમંતિની,

શિખરિણી. ૪૦

સુગુણા વ્હાલીનુ, કમળ મુખ કાંતિ શશિ સમી,
નિહાળું હું ક્યારે, નિશદિન રહ્યો આતુર બની;
પ્રીતિ પત્રે વ્હાલી, મનમથ થયો મસ્તજ અરે,
લીધો ઘેરી કામે, નથીજ મન શુદ્ધિ રહી ખરે.

અહો વ્હાલી તારા, ઉર કમળ વિના ભ્રમર આ,
નહિ જાયે બીજે, અવર સહુ પુષ્પો ગણી વૃથા;
વસુ પત્ની મારી, શશિ રૂપ વસ્યો આ તુજ મને,
મળું વેગે આવી, તુજ રસ પીવા આતુર બને. ૨

ખરે પ્રિયા, તારા પ્યારના આકર્ષણે આ મારા હૃદયના હંસને તેં તારા પવિત્ર સરોવરમાં નિર્મળ નીર પીવાને રસિક પ્યાર રૂપી રસીથી ખેંચી લીધો છે. પ્રિયા, તારા પ્યાર રૂપી અમૃતનો પ્યાલો પીવાને આ મારૂં ઉત્કંઠિત હૃદય તલપી રહ્યું છે.

## માલિની. ૪૧

હૃદય કમળ તરસે, નિર્મળું તુજવારી,
તલપિત જીવ થાયે, તે પીવા પ્રાણપ્યારી;
શરીર અહિંજ મારૂં, હંસ છે તુજ પાસે,
સરસ રસ રસીએ, ખેંચતું પ્રેમી પાસે. ૧
સુઘડ રસ પીવાને, પ્રીત પ્યાલો ધરીને,
નિકટ નિકટ આવું, વ્હાલ વેગે કરીને;
નથી નિરખી નયને, દિલ ધારેલી આપી,
પૂરવ ભવની પ્રીતે, ઈશ ત્રુઠયા અમાપી. ૨

પ્રિયા, ખરેજ આ ચક્ષુએ નીરખી નથી, તોપણ જે ચંદ્ર પોતાના કિરણોથી પૃથ્વીનો રસ આકર્ષી લેછે, તેમજ હે પ્રિયા, તારો નિર્મળ પ્યાર મારા અંતઃકરણને આકર્ષી તારા તરફ ખેંચી લેછે. જેમ સૂર્યના કિરણો પૃથ્વીપર પ્રસરી રહ્યાં છે, જેમ કસ્તુરીની સુવાસ કદી પણ ઢાંકી રહેતી નથી, તેમ તારા સદ્દગુણની સુગંધી કીર્તિના કીરણો

અસરવાથી, આ મારૂં મન મોહિત થયું છે. ખરે, પરમ કૃપાળુ પરમેશ્વરનો હું મારા અંતઃકરણથી આભાર માનું છું કે જેને હું મારી અર્ધાંગના કરવા ધારી રહ્યો હતો તેજ સુગુણ સુંદરી, પ્રીતિની પદ્મિની, તે કીરતારે મને આપી તો હે પ્રિયા, હું તે ઇષ્ટ દેવનો ઉપકાર માનું છું, તને મળવા ચાહુંછું અને હવે સત્વર આવવા તત્પર થાઉંછું.

તારો હૃદય કમળમાં પૂરાયેલો ભ્રમર

ચંદ્રાંગદ.

અહા શું સુંદર રસિક કવિતા લખી છે! ખરે પ્રાણનાથ, તમારા પવિત્ર પ્રેમનો ચિતાર આબેહુબ આ પત્રદ્વારા દર્શાવી મારા મનની અધીરતાને ઉશ્કેરી છે. સ્વામી, હું ધારૂં છું કે જો પાંખ હોય, જો દૈવી શક્તિ હોય, તો ખરેજ હું ત્વરાથી આપનું દર્શન કરૂં. હે નાથ, જેમ મહેશ્વરને વરવા માટે પાર્વતીએ તપ આદર્યો હતો તેમ, હે સ્વામી હું તમને મળવાને તમારા નામરૂપી તપ આ હૃદયરૂપીવનમાં માંડી બેઠીછું.

(સખીઓ આવે છે.)

**માલવિકા**--સખી સીમંતિની, શેનો તપ આદરી બેઠી છે? હવે તો ચંદ્રને પામી; બેન, ગણ્યા દિવસોમાં હવે તેનો પ્રકાશ થશે.

**ચતુરિકા**—સખી સીમંતિની, ચંદ્રના કીરણે તો તારા મનનું ખરેજ આકર્ષણ કરી લીધું જણાય છે. કેમકે તું હાલમાં એજ ચંદ્રના વિચારગૃહમાં વાસો કરી રહી છે.

**સીમંતિની**--સખીઓ, તમારે હમણા મારી મશ્કરી કરવાનો સમય છે. તે જે કહોછો તે માથે ચડાવું છું. પણ બહેન, ખરેજ હવે તો એક દિવસ એક વર્ષ સમો નીકળે છે.

**માલવિકા**—સખી, હવે બહોત ગઈ, થોડી રહી. આજે જોશી આવ્યા તે કહેતા હતા કે જાન હવે નીકળી ચૂકી હશે. એટલે એક બે દિવસમાં આવવા જોઇએ.

**સીમંતિની**—હા સખી, તે હું જાણું છું. અને મારા સ્વામીનાથે મારા પત્રનો જવાબ પણ લખી મોકલ્યો છે. જે વાંચીને હું હર્ષ ઘેલી બની જઇ એકલી વિચાર કરતી બેઠી હતી.

**ચતુરિકા**—સખી માલવિકા, જોયું કે ? અત્યાર સુધી આ વાત તો આપણી સખીએ કંઇ કરીજ નહિ. રખેને આપણે કાગળ વાંચી કોઇને કહી દઇએ !

**સીમંતિની**—સખી ચતુરિકા, આ પ્રેમ પત્રિકાએ મારા મનને અસ્થિર બનાવી દીધું છે. મારા ચંદ્રના કિરણોએ આ મારા હૃદય કમળના રસને પોતાની તરફ ખેંચી લીધો છે. આ મારો હૈયાનો હંસ ચંદ્રના હૃદયરૂપી નિર્મળ સરોવરમાં પ્યાર રૂપી પાણી પીવા ઊડી ગયો છે. બહેન, તેથી હું તો શૂન્ય બની છું. (કાગળ ધરે છે) લ્યો સખી વાંચો. તમારાથી કશું ગુપ્ત રાખવાનું નથી.

**માલવિકા**—(કાગળ વાંચીને) સખી ચતુરિકા, પત્ર તો ઘણો વિનયી, પ્રેમાળ અને ઉત્કંઠિત કરે તેવો છે હો !

**ચતુરિકા**—ખરેજ, આપણી સખીનું મન વ્યાકુલ થાય તેમાં જરાએ હાસ્યજનક નથી. પ્યારનું આકર્ષણ ખરેજ અનહદ છે.

**માલવિકા**—બહેન સીમંતિની, હું તો વાતમાંને વાતમાં કહેવું ભૂલી ગઈ. હું અને ચતુરિકા તને તેડવાનેજ આવેલાં છીએ.

**ચતુરિકા**—હા સખી, માતાજીએ કહ્યું કે હવે સીમંતિનીનો લગ્ન દિવસ પાસે આવ્યો છે, તે તમે ત્રણે સખી હવે અહિં સાથે

રહેજો. તેથી અમે તે તને કહેવા આવ્યાં છીએ.

**સીમંતિની**—ચાલો સખી, માતાજી કહે તેમ કરવું જોઇએ.

(સર્વે જાય છે.)

—o-o-o—

## પ્રવેશ ૧૬

### સ્થળ—રાજાની કચેરી લગ્ન મંડપમાં.

રાજા ચિત્રવર્મા તથા રાજાઓ, સખી સહિત સીમંતિની વગેરે, ચંદ્રાંગદ અને તેના મિત્રો.

**ચિત્રવર્મા**—પ્રધાનજી, લગ્નની તૈયારી સહુ યથાવિધિ કરી રાખી છે કે?

**પ્રધાન**—મહારાજ, જોશી મહારાજે દર્શાવ્યા પ્રમાણે સહુ વ્યવસ્થા થઈ ગઇ છે.

**જોશી**—મહારાજ, પ્રધાનજી કહે છે તે બરોબર છે. હવે વર-કન્યાના હસ્ત મેળાપની ઘડીઓ માંડીને બેઠો છું. સમય થયે નિવેદન કરીશ.

**ચિત્રવર્મા**—પ્રધાનજી, સર્વ રાજમંડળનું મન રંજન કરવા અર્થે વારાંગનાનો નાચ કરાવો.

**પ્રધાન**—જેવી આજ્ઞા, મહારાજ. પ્રતિહાર, વારાંગનાને બોલાવો જલદી.

**પ્રતિહાર**—બહુ સારૂં પ્રધાનજી. (વારાંગના આવેછે)

**વારાંગના**—મહારાજ, નમન કરૂંછું.

**પ્રધાન**—તમારૂં ગાયન શરૂ કરો.

**વારાંગના**—(ગાય છે.)

નંદકુંવર તોરે નેના રસીલા સખી જાદુ ભરેરે—એ રાગ. ૪૨

નંદકુંવર તોરી વીણા રસીલી સૂણી આવ્યાં અમો, આવ્યાં અમો.
વીણા વગાડી વહાલે, મોહ લગાડયો સૂણી.
વસંતના વેલા તમો, મુજ વિહારી નંદ
કેશુડાના રંગથી, રમો તમે મુજ કંથ
નગીના તમો આવ્યાં અમો—આવ્યાં અમો. નંદકુંવર ૧
અબીલ ગુલાલ ઉડે બહુ, વૃજવનિતાનો બહાર,
ફાગ રમે વૃજનાર શું, નટવર નંદનો લાલ
નગીના તમો આવ્યાં અમો—આવ્યાં અમો. નંદકુંવર ૨
વૃંદાવનની કુંજમાં, પક્ષી કરે કલોલ,
રૂમ ઝુમ નાચે રાધિકા, જેમ કળાયલ મોર. નગીના—નંદકુંવર ૩
રમવા રજની છે કરી, ચાર માસની એક
રાસ રચ્યો રસીયા તમે, લઈ રૂપ અનેક. નગીના—નંદકુંવર ૪
ઝણણણ ઝાંઝર વાગતાં, ઠુમઠુમ ઠમકત ચાલ,
શરદઋતુની જામિની, તમે વાતા તાલતમામ નગીના—નંદકુંવર ૫

**સર્વસભાસદો**—વાહવાહ, બહુ સારૂં ગાયન છે.

**ચિત્રવર્મા**—પ્રધાનજી, આ વારાંગનાઓને લગ્ન પ્રસંગ નિમિત્તે દરમાયા ઉપરાંત ખુશી કરો.

**પ્રધાન**—મહારાજ, જેવી આજ્ઞા. (વારાંગના જાયછે.)

**જોશી**—મહારાજ, લગ્ન ઘડી પૂરી થવા આવી છે, તેથી હવે સીમંતિની બાને બોલાવો.

**ચિત્રવર્મા**—પ્રધાનજી, જોશી મહારાજ કહે છે તે ધ્યાનમાં લ્યો અને તે પ્રમાણે સર્વને બોલાવો.

**પ્રધાન**—બહુ સારૂં મહારાજ, જેવી આજ્ઞા.

(સ્ત્રીમંડળ ગાતું ગાતું આવે છે. સીમંતિનીના હાથમાં વરમાળ છે.)

### ગીત. ૪૩

મહાવર તોરણે આવ્યારે, ઇશ્વિર તોરણે આવ્યારે.
ચંદ્રાંગદ કુંવર તોરણે આવ્યારે.
થાળ ભર્યો છે મોતીએ, ચુવા ચંદન સાર
મંડપમાં સીમંતિની, આરોપે વરમાળ.
સત્યવતી માજી ફૂલડીએ વધાવો રે,
આજ મારે આનંદનો છે દહાડો રે,
લાડકડીને સાસરીએ વળાવો રે.

**જોશી**—(વરકન્યાના હસ્તમેળાપ કરાવી)

### આશાગોડી. ૪૪

સમય વર્તે સાવધાન, બોલો તમે સમય વર્તે સાવધાન.
હવે અંતર છે એકજ પળનો, આરોપવા વરમાળ. બોલો. ૧
ચંપકવર્ણીને ગજ ગામિની, ભામિની ભાનુ સમાન. બોલો. ૨
વરમાળા તો ક્યારે આરોપશે, મળશે આ જોશીને દાન. બોલો. ૩
સ્વામી સુલક્ષણો ભાનુ છે પ્રગટ્યો, તેજ તે દીપ સમાન. બોલો. ૪
જુગલ આ ઉત્તમ સુજ્ઞજ લાગે, સીતારામ સમાન. બોલો. ૫
આરોપો બે'ની માળ હવે તો, મુહૂર્તને ધ્યાની માન. બોલો. ૬
રૂમઝુમ રૂમઝુમ ઠમકતી ઠુમઠુમ, સરર સરાવી વરમાળ. બોલો. ૭

(સીમંતિની વરમાળ આરોપે છે. હર્ષની તાળીઓ પડે છે.)

**સખીઓ**—(ગાય છે.)

હાલો હાલો હાથણી શણગારો રે—એ રાગ. ૪૫

રાય રાણા હાથણી શણગારો રે,
સીમંતિની બેનને સાસરે વળાવેરિ,
આજ મારે આનંદની છે હેલીરે;
વરકન્યા જોઇને થઇછું ઘેલી રે. (સર્વે જાય છે.)

—∞—

## પ્રવેશ. ૧૭

### સ્થળ—સીમંતિનીનો મહેલ.

સીમંતિની તથા ચંદ્રાંગદ; પછીથી તેના મિત્રો.

**સીમંતિની**—મારા શિરછત્ર, આપના જેવા સ્વામી મળવાથી હું આજ ઘણી કૃતાર્થ થઇછું.

**ચંદ્રાંગદ**—હા મારી વહાલી. મારી પણ ઘણા દિવસથી ઉત્કંઠા હતી કે સ્ત્રી રત્ન ક્યારે હસ્ત કરૂં ? પરમ કૃપાળુ પરમેશ્વરે આજે તે પાર પાડી છે. ચાલો આપણે રસિક ભુવનમાં રમણિય બાગમાં જરા હવા ખાઇએ.

**સીમંતિની**—ચાલો સ્વામીનાથ.

**ચંદ્રાંગદ**—પ્યારી, આ કુંડાઓમાં વિધ વિધ પ્રકારના ઝાડો અને વેલીઓ રોપી દીધી છે તે બહુજ સુંદર લાગે છે. વસંત ઋતુમાં ઝાડોની શોભા અપૂર્વજ આનંદ આપે છે.

**સીમંતિની**—હા પ્રાણનાથ, આ ચંપેલી તેના ચંપાના છોડ સાથે કેવી શોભી નીકળે છે ? અને આ સુગંધી કેવડા ઉપર ભ્રમર ગુંજારીજ રહ્યા છે. સ્વામી, વસંત ઋતુમાં મોગરો, ગુલાબ, કેશુડાં એ

ઘણાંજ રળિયામણાં દીસે છે, ખરેખર !

**ચંદ્રાંગદ**—વહાલી, એકાદ સુંદર હોરીનું ગાયન કરી મનને આનંદ આપ.

**સીમંતિની**—જેમ સ્વામીનાથની આજ્ઞા.

## હોરી. ૪૬

કેવી ખીલી વસંત રસાળી; રસાળી, રસાળી–કેવી ખીલી વસંત રસાળી
નવ પલ્લવ ખીલી છે કેવી, ધરણી થઈ છે રસાળી
શરદ નિશાએ શ્વેત બિછાનું (૨) લીલા પલગપર ધારી
વિધવિધ રંગ લગાવી. કેવી. ૧
ભર્યું સરોવર સુંદર તેમાં, પંકજ પુષ્પ પ્રકાશી,
ભ્રમર કરે ગુંજારવ તેપર, (૨) મધુર મીઠો રસ પ્યાસી
કમળ રહ્યું સુખ વિકાસી. કેવી. ૨
નાના વિધના પુષ્પો સુગંધી, આજ રહ્યાં બહુ ખીલી
જાઈ જુઈ વળી મોગરો જાસુસ, (૨) રંગભીના છે ચંપેલી
ચંપા ઉમંગ ભીનેલી. કેવી. ૩
રાય ગુલાબ તણી ગુલદાઉદી, રંગ ભીની સંગ સ્વામી
શૃંગારના સુખમાં નથી ખાણી (૨) પૂરણ પુન્યથી પામી
ચંદ્ર આ ચંદ્રિકા સ્વામી. કેવી. ૪

(ચંદ્રાંગદના બન્ને મિત્ર આવેછે.)

**ભાનુ** / **સૂર્ય**—કેમ પ્રિય મિત્ર, હવે તો સુખની લહેરમાં ક્યાંથી આપ મિત્રને યાદ કરો ?

**સીમંતિની**—ભાઇઓ, એ બોલવુ આપને ઘટતું નથી. પહેલાં દાંત હોય કે જીભ ?

**ભાનુ**—દેવી સીમંતિની, હોય તો ખરૂ, પરંતુ મારા મિત્રને નવા દાંત મળવાથી જીભને કદી વિસરી જાય તો કોણ જાણે?

**ચંદ્રાંગદ**—કેમ મિત્ર! આવા અદેખાઈના વચનો બોલો છો? તમારે પણ દાંત તો આવેલાજ છે કે નહિ? મિત્રો આજ તો મારી એવી ઇચ્છા છે કે આજ આપણે યમુના નદીને કિનારે ફરવા જઇએ. કેમ પ્રિયા, તારી રજા છે?

**સીમંતિની**—હા સ્વામીનાથ, પધારો. પણ વહેલા આવજો. ને હવે આપ વિના ગમશે નહિ.

**સૂર્ય**—ચાલો મિત્ર, આપણે જલદી આવીશું. દેવી સીમંતિની, રજા આપો.

**સીમંતિની**—(ચંદ્રાંગદને) પધારો સ્વામીનાથ. હું પણ આજે સોમ પ્રદોષ છે તો પૂજન કરવા બેસું છું.

(સર્વે જાય છે.)

## પ્રવેશ ૧૮.

### સ્થળ—સીમંતિનીનો મહેલ.

સીમંતિની તથા ચંદ્રાંગદ.

**ચંદ્રાંગદ**--પ્રિયા, કાલે અમે ફરવા ગયા હતા, ત્યાં યમુના નદીમાં નાવ મૂકી ફર્યા. તે એવું તો રમણિય લાગ્યું કે જાણે મહાસાગરમાં મોટા વહાણમાંજ બેઠા ન હઇએ! અને મનને બહુજ આનંદ આવ્યો.

**સીમંતિની**--પ્રાણનાથ, એ નદી ઘણી વિશાળ છે. જેવી વિ-

શાળ છે તેવીજ પવિત્ર ગણાય છે. આપનું મન આનંદ પામે તેવુંજ એ સ્થળ છે. પરંતુ પ્રાણનાથ, આપ એ જળ વિષે બીન ધાસ્તીએ ફરો છો તે મને બીલકુલ ગમતું નથી. ખરે, મને તો બીક લાગે છે, કે રખેને નુકશાની પહોંચે. માટે મારી વિનતિ એજ છે કે નાવમાં બેસી ફરવું નહિ.

**ચંદ્રાંગદ**—વહાલી, એમાં બીક શું ? એમ બૈરાંની માફક અમે પુરૂષો વહેમી અને બીકણ થઇએ, તે કેમ પાલવે ? મેં તો આજે પણ ચાર વાગે ફરવા જવા ઠરાવ કર્યો છે. અને મારા મિત્રોને કહી આવ્યો છું કે હું તમારે ઉતારે આવીશ અને પછી આપણે ફરવા જઇશું.

**સીમંતિની**—પ્રાણનાથ, કાલે તો મારે પૂજન સમય હતો તેથી આપ સીધાવ્યા તે ઠીક, પણ આજ તો આપ જશો, તે મને ગમશે નહિ. આપ ઘડીક દૂર રહો છો ત્યારે મને જરાએ ચેન પડતું નથી. એક ઘડી વર્ષ જેવીજ થઇ પડે છે. પ્રાણનાથ આજ તો હું જવા નહિ દઉ.

**ચંદ્રાંગદ**—શાણી પ્રિયા, આમ હઠ કરવી તારા જેવી સુજ્ઞ, શાણી અને જ્ઞાનીને ઘટે છે ? ના નહિજ.

**સીમંતિની**—પ્રાણનાથ, હું બીજા કશા સારૂ હઠ કરતી નથી. પણ આપ જ્યારથી જવાની વાત કરોછો, ત્યારથી મારૂં જમણું ચક્ષુ ફરકી અશુભ શકુન સુચવે છે. તેથી હે સ્વામી, આજનો દિવસ વીતી જતાં આપની ઇચ્છાનુસાર કરવું.

**ચંદ્રાંગદ**—પ્રિયા, તું આવી વહેમી ક્યાંથી ? એમાં શકુન અને અપશકુન શું ? પુરૂષોને તો હરેક વખત કામગીરી હોય અને જવું જોઇએ. તો એવો વહેમ શા કામનો ?

**સીમંતિની**—સ્વામીનાથ, આપનું કહેવું યથાર્થ છે. પરંતુ ખરૂં કારણ તો એ કે હું આપનો વિરહ સહન કરી શકતી નથી. જરૂરી હોય તો તો છૂટકો નહિ. પણ આતો અમસ્થું નજીવું ફરવાનુંજ કામ છે, માટે હે સ્વામી

## રાગ પ્રભાત. ૪૭

નહિરે જાવા દઉંરે તમને નહિરે જાવા દઉંરે
શિરછત્ર સ્વામી મારા નહિરે.
વિરહ આપ કેરો થાય, સ્વામીના સહેવાય,
પ્રાણના આધાર વિના, પલક ના રહુંરે શિરછત્ર. ૧
મીનનું જીવન નીર જાણો, તેમ પ્રાણ મારો
અળગા થાઓ નાથ તેતો શી રીતે સહુંરે. શિરછત્ર, ૨
નીર કમળ પ્રીત જેવી, ચકોરીને ચંદ્ર તેવી
[તમ] હૃદય કમળ પ્રીત તેવી, રાખો સ્વામી કહુંરે. શિરછત્ર. ૩
ભ્રમર કમળમાં પૂરાય, સુવાસ લેતો ના ધરાય
પ્રીત ઘેનમાં ઘેરાય, સત્ય સ્વામી કહુંરે. શિરછત્ર. ૪
ભ્રમર પ્રાણ મારો નાથ, આપ હૃદય કમળ સાથ,
પ્રીતની સુવાસ લેતાં, ચરણ શરણ ચહુંરે. શિરછત્ર. ૫
રવિ તેજ ધરા માંય, શીતળતા શશિથી થાય,
મેઘ જળ પીવાને ચાહ, ચાતક ચિત્ત બહુરે શિરછત્ર. ૬
તમે મારા ચક્ષુ તેજ, તમે શાંતિ શશિનેજ
તમે જીવન મેઘ મારા, હું ચાતકી ચહુંરે શિરછત્ર. ૭
જાવા કહો ન મુજ નાથ, કહુંછું જોડી હાથ
હરિસુખ આપનું હું, દુરના રહુંરે. શિરછત્ર. ૮

**ચંદ્રાંગદ**—પ્રિયા, આમ ઘેલી શું બને છે? તારા અનહદ પ્યારથી મારૂં મન વશ થઇ ગયું છે. વહાલી, આજતો જવા દે. કેમકે મિત્રોને આશા આપી છે, તેથી તે રાહ જોતા હશે ન જાઉં તો ખોટો ઠરૂં, પ્યારી. તું સમજુ છે માટે રજા આપ.'

**માલિની. ૪૮**

શશિવદની તું શાણી, વાણી તારી મધુરી.
શીલગુણ શુભ ધારી, ચિત્ત ધારો સબુરી
પલક જઈ હું પાછો, આવું છું પ્રાણપ્યારી
વચન મુજ ખરૂં છે, દે રજા તું વિચારી.

**સીમંતિની**—પ્રાણનાથ, આપના અતિ આગ્રહથી હું લાચારછું વળી આપનુ મન દુભવી મારે પ્રીતિમાં નિમગ્ન રહેવું એ મારો ધર્મ નહિ. તેથી લાચારીએ રજા આપું છું, સ્વામી; પણ

પિયુ મારા વચને પળજોરે—એ રાગ. ૪૯

શિરતાજ વચને પળજોરે, મુજ ચંદ્ર વહેલેરા વળજો,
પ્રાણ આધારા પ્રિતમ મારા, વેગેથી આવી મળજોરે. મુજ ચંદ્ર ૧
દક્ષિણ ચક્ષુ મારૂં ફરકે, જળ ક્રીડા ના કરશોરે, મુજ ચંદ્ર ૨
અબળા જાતિ હું વહેમાતી, વિરહને વેગે હરજોરે મુજ ચંદ્ર ૩
શુકન જોઇ સીધાવો સ્વામી, શંકર સાહ્ય કરજોરે મુજ ચંદ્ર ૪

**ચંદ્રાંગદ**—પ્રિયા, હવે વખત થઇ ગયો છે. હું જાઉં છું. અને જલદીથી પાછો આવીશ.

**સીમંતિની**—પધારો સ્વામીનાથ, વહેલા આવજો. હું માતાજી પાસે જવાનો વખત થયો છે તેથી ત્યાં જાઉં છું.

(બન્ને જાય છે.)



## પ્રવેશ. ૧૯

### સ્થળ—યમુના નદીનો કાંઠો.

ખલાસીઓ, પછીથી ચંદ્રાંગદ અને તેના મિત્રો તથા સિપાઇઓ.

**માલો**—અલ્યા હે વાલા, હે અલ્યા સતુરીયા, કેહરડા હે, અલ્યો કો સાંભળો સો કે ? આપડી લખુડી ભાત દેવા આવીસે. હાલ્ય. હાલ્ય.

**વાલો**—અલ્યા માલીયા, મારવાડના મઉ જેવો ખાઉં ખાઉંજ કરી રીયો સે ! જરા ધેમો પડ ધેમો.

**ચતુરિયો**—અલ્યા આયો, આયો, બધા લાગ જોઈ ખાઇ નોખે જાતા. મુને કામ સે કામ.

**કેસરડો**—અરે માલીયા હો, હાલ્ય વેલો, ખાવાની વાતો પસે કરજે. આ નાવડું ભાંજીઝયું સે તે હમુ તો ચર્ય;

**માલો**—અરે નાવલું બાવલું પસે. હમણા તો પેટનું પાણું ભરવા હાલ્ય હાલ્ય હાલ્ય.

**કેહરડો**—તમે તમારે જમી લીયો. હું તો મારી મીંઠડી આવહે સારે ખાવા.

**લખુડી**—લો, હું તો આ હાલી. ચેટલો ખોટીપો કરૂં જે ? મારા પીટયા કોઇ વાતનું ઠેકાણુંજ પાડતા નથી તે.

(મીઠડી આવે છે.)

**મીઠી**—કેમ હઉ કલબલાટ કરી રીયા સોને સું ? આ ઘડીએ રાજાની અસવારી આવસે ને.

**વાલો**—અલ્યા હાલો હે. સઉ ભેગું થયું સે. જમી લીયો.

**લખુડી**—કેહર, રાજાની અસવારી કેવી અટાણે? કહેતો ખરી.

**મીઠી**—અલ્યા એ, આપણા રાજાજી સેને તેના જમાઈ ફરવા નીકળ્યા સે. તે અટાણે અહિં આવસે.

**કેહરડો**—મીઠડી, તું ચ્યાંથી જાણું અલી ?

**મીઠડી**—હું રસ્તે ચાલી આવતીતી તે રસ્તામાં સઉ વાતો કરે સે જે નદીએ જાઇએ. સમજ્યો પીટયા ? હાલ્ય ખાઇ લે.

**કેહરડો**—જો રાંડ, તારી વાટ જોતો તો ટાણે ચે? હાલો જમો.

જીવને શ્વાસ તણી સગાઈ—એ રાગ. ૫૦

જમો જુગતાએથી ભાઈ, આપણે ભધું જાહુ ખાઈ.
ચકર મોટા પથર જેવા, ધીનું ન મળે નામ.
ખીચડી તો ખદખદતી લાવી, જાણે કાચી તમામ. જમો. ૧
થાળી તો થેપલાની આણી, તાંસળી ના મળે નામ,
ગોળી તો જમનાની કીધી, હઉ બુડી મરીએ તમામ. જમો. ૨

**ખલાસીઓ**—અલ્યા કેહરડા, નખરાં કરતો જમી લે, જમી લે. જો હેલ્યા આવે તારા બાપા.

( સૌ જમી લે છે. ત્રણે મિત્રો આવે છે. )

**ખલાસીઓ**—( સૌ સાથે )

બંધકીલો બાપુજી:શું કામ—એ રાગ. ૫૧

છાએબ છલામ છલામ છલામ.
આંહી છીએ હઉ ગુલામરે— છાએબ.

**મિત્રો**—અલ્યા વનચરો, શું કામ કરશો ?

**ખલાસીઓ**—કહો તો જમનામાં ડુબચી મારહું
તરહું અમો તમામ.
હુકમ કરો તો હોડીયું હંકારીએ,
ફેરવસું નદી તમામ. છાએબ.

**ભાનુ**—ચાલો ભાઈ, આજ તો આપણે નાવમાં બેસી થોડું ફરીએ.

**સૂર્ય**--હા મિત્ર, ગમત બહુ પડશે.

**ચંદ્રાંગદ**—ચાલો ત્યારે, અલ્યા ખલાસીઓ, બરાબર નાવડું હંકારી જાણો છો કે?

**કેહરડો**—હોવે, એમાંસું પુસતું પડે? જરા વાંકું કરી ઊંધું વાળી દીએ.

**ચંદ્રાંગદ**—આ વનચર જેવા રખેને કંઇ બૂડાડે.

**માલો**--હાલો, બાપા હાલો. એ કેહરડો તો અડધ પાંસળી-ગો સે. બીઓમા

( સૌ નાવમાં બેસે છે. ફરે છે. ખૂબ પવન વાય છે.)

**ખલાસીઓ**--એ જ્યા જ્યા જ્યા જ્યા જ્યા. બૂડયા બૂડયા આ આ આ—

( નાવ બૂડે છે. )

—o-oo-o—

## પ્રવેશ. ૨૦

### સ્થળ—રાજ માર્ગ.

સિપાઇઓ.

**રેમાન**—ભાઇ મછવો બૂડયો. હવે શું કરશું? ઘેર જઈ શું જવાબ દઈશું?

**અલી**--ભાઈ રેમાન, બહુ બુરું થયું. આપણા કાળાં મોં થયાં. રાજાના રંગમાં ભંગ થયો.

**અભરામ**—હા ભાઈ હા, પરણ્યા ને તરતજ મૂઆ.

**જીવો**--અરે ભાઇ, આપણા સીમંતિની બાની શી દશા ?

**બીલાલ**--બૂરી ભાઇ બૂરી. આપણે તો ઘણાએ તારા મૂક્યા, ખડકીઓ મરાવી પણ ફાંફાં.

**અલી**--ભાઈ પ્રભુ રૂઠયો ત્યાં આપણે શું કરીએ ?

**રેમાન**--એતો ઠીક. પણ અત્યારે રાજાજી તો સૌને ઇનામો આપવા બેઠા હશે. લગનના શિરપાવ આપવા છે તે બાકી રહેલાને આ-જ આપે છે.

**અભરામ**--તેવી ખુશાલીમાં આ બુરી ખબર કોણ આપવા જશે ? હુંતો નહિ જાઉં.

**જીવો**--કંઇ ચાલવાનું છે ? પ્રભુએ એવું કર્યું ત્યારે. અલ્લા-ની મરજી.

**બીલાલ**--કોઈ નહિ જાઓ તો હું જઇશ. એ કંઇ છાનું ર-હેવાનું છે ? અરે રાજાજીના મનને કેવું લાગશે ? ખરેજ આપણે કાળ જેવા લાગીશું પ્રભુ તેં આ શું કર્યું ? ચાલો, ભાઈ, ચાલો, છૂટકો નથી. (સર્વ જાય છે. પડદો પડે છે.)

---

# અંક બીજો.

## પ્રવેશ. ૧

**સ્થળ--રાજ્ય મહેલ, રાજાની કચેરી.**

ચિત્રવર્મા, પ્રધાન વિગેરે. પછીથી સિપાઇઓ.

**ચિત્રવર્મા**--પ્રધાનજી, લગ્ન તો નિર્વિઘ્ને પસાર થયાં. આજ

એ દિવસથી ચંદ્રસેન પણ જાન લઈ સીધાવ્યા છે. હવે આપણે ભાટ ચારણો વિગેરેને જેને જેને ઈનામ આપવાનાં હોય તેને અપાવી દો.

**પ્રધાન**—બહુ સારૂં મહારાજ. જેમ આજ્ઞા. ઘણાં ખરાં તો અપાઈ ગયાં છે. હવે જૂજ બાકી છે.

**ચિત્રવર્મા**—જે હોય તે આપી દો. જે કરવાનું તે કર્યુંજ કામનું.

**પ્રધાન**—મહારાજ, ચંદ્રાંગદ કુંવર ફરવા ગયા છે. તે આવ્યા પછી આપવું શરૂ કરૂં કે કેમ? શી આજ્ઞા છે?

**ચિત્રવર્મા**—ના, તેને માટે ઢીલ કરવા જેવું કંઇ નથી. તમે તમારે આપી દો

**પ્રધાન**—બહુ સારૂં મહારાજ. જેમ આજ્ઞા.

(સૌને આપવા માંડે છે.)

**બારોટ**— **કવિત. પર**

સૂર્યસે પ્રભાત ભયો, ચંદ્રસે આનંદ ભયો,
તારા તણા તેજ માંહી, બાદલ છવાયો હે;
મગધ ભૂપાળ ભાણ, બહોત ઉદાર ભયો,
કીર્તિની છાંય બધે દેશમાં છવાઈ હે;
પૃથુનો પ્રતાપ જેમ, હરિશ્ચંદ્ર સત્ય તેમ,
ચરિત્ર વખાણ જેમ, વિક્રમ ગવાયો હે;
મગધનો ભૂપ તેમ, નેક ટેક નીતિ માંહી,
ધર્મનો નિશાન, દેશ દેશનો ધરાયો હે. ૧

**પ્રધાન**—વાહ બારોટજી, વાહ. ખૂબ કવિત બનાવ્યું. સરસ્વતી તો તમારી જીભ્હાએ વસી છે.

**ભાટ**—(વળી) **કવિત. ૫૩**

કુબેરનો ભંડાર જેમ, બાણુ ધારી ભૂપ તેમ.
અર્જુન સમાન ગુણ, જેહનો ગવાયો હે;
તન મન ધન ધરી, સ્નેહ ભૂપ ભાવ ધરી,
દીયો હે ઇનામ, લક્ષ લક્ષ્મી લૂંટાઈ હે.

(પ્રતિહાર આવે છે.)

**પ્રતિહાર**—મહારાજ, આપણા સિપાઇઓ ઉતાવળે આપની હજુર આવવા માગે છે.

**પ્રધાન**—શું કામ છે? કોણ છે?

**પ્રતિહાર**—મહારાજ, તે ચંદ્રાંગદ મહારાજના અનુચરો છે. ઘણા ગમગીનીમાં દેખાય છે.

**ચિત્રવર્મા**—શું ગમગીની! બોલાવ જલદી તેને.

(સિપાઇઓ આવે છે.)

**સૌ સિપાઇઓ**—(ગદગદિત કંઠે) મહારાજ, નમન કરીએ છીએ.

**ચિત્રવર્મા**—કેમ સિપાઇઓ, ગળગળિત કેમ થયા છો? શું છે તે જલદી કહો.

**અભરામ**—મહારાજ, જીભ ઉપડતી નથી. (રડે છે.)

**પ્રધાન**—અરે સિપાઇઓ, સત્વર કહો, શું છે?

**રેમાન**—મહારાજ, આપણા ચંદ્રાંગદ કુંવર નદી કિનારે ફરવા આવ્યા હતા તે—

**ચિત્રવર્મા**—તેને શું થયું? તેને કંઈ અકસ્માત છે કે શું?

**બીલાલ**—હા મહારાજ, તે નાવમાં બેસી ફરતા હતા તેટ-

લામાં પવન ખૂબ વાયો તે મછવો ઊંધોજ વળી ગયો. મહારાજ, અમે તારા મૂકયા, ખલાસીઓ પાસે ડૂબકીઓ ખવડાવી, ઘણી ખોળ કરાવી, પણ પતો લાગ્યો નહિ. મહારાજ શું કરીએ? દૈવનો કોપ થયો છે.

( રડે છે. )

**ચિત્રવર્મા**--અરે હાય ! આ શું !

**સોરઠો ૫૪.**

હર હર શું હું જોઉં, છઉં સ્વપ્ને કે જાગતો,
હીરો હાથથી ખોઉં, પલકમાં પોપટ ઉડીયો.
અરે હાય જમાત્ર, શું સૂજ્યું જળ ઝીલવું,
શિથિલ થયાં મમ ગાત્ર કયાં શોધું ખોળું હવે. ૧

**પ્રધાન**—મહારાજ, શાંત થાઓ, બહુ ખોટું થયું છે, પણ હવે તેની શોધ ખોળનો વિચાર કરો. મહારાજ, મુઝાવાથી શું ઉપાય? અરે દૈવ તેં બહુ બૂરૂં કર્યું.

**ચિત્રવર્મા**—પ્રધાનજી, ફરીવાર માણસોને કાંઠે કાંઠે અને કિનારે કિનારે જોવા મોકલો. બરાબર તપાસ કરાવો. હાલ હું રાણીવાસમાં જાઉંછું. કચેરી બરખાસ્ત કરો. ( સર્વે જાય છે. )



## પ્રવેશ ૨.

### સ્થળ—રાણીવાસ.

રાણી સત્યવતી, દાસી અને પછીથી રાજા ચિત્રવર્મા.

**સત્યવતી**—દાસી, આપણી સીમંતિનીને ચંદ્રાંગદ જેવો લાયક વર મળ્યો, તેથી મને બહુ આનંદ થયો છે.

(એક દાસી ગભરાતી આવેછે.)

કેમ દાસી, આટલી હાંફલી ફાંફલી શું થઇ રહી છે? શું છે?

**દાસી**—આઇ સાહેબ, શું કહું? કહેતાં જીભ ઉપડતી નથી. અરે આવી ખબર કરવા કરતાં તો જીભ કપાઇ ગઇ હત તો સારૂં.

**સત્યવતી**—પણ છે શું? સત્વર કહી નાખ હવે મને શંકા થાય છે.

**દાસી**—માતુશ્રી, હું શું કહું? આપણા ચંદ્રાંગદ નદીમાં નાવ લઇ મિત્રો સહિત ફરવા નીકળ્યા હતા. તેવામાં પાપી પવને નાવ ઊંધું વાળ્યું. સિપાઇઓ રાજાજી પાસે ખબર લઇને ગયા અને મને આપની આગળ નિવેદન કરવા કહી ગયા, આવી બૂરી ખબર આપવી હું અભાગણીને કર્મે ક્યાંથી લખી? હાય! (રડવા માંડે છે.)

**રાણી**—અરે પ્રભુ, આ શું? (રડે છે.)

હાય હાય કેમ સેંશે ઉજ્જેણી રંડાપો—એ રાગ. ૫૫

હાય હાય કેમ સેંશે તે બાળા રંડાપો,
કર્મે કારમું કષ્ટ ક્યાં આપોરે. હાય.
હાય અજબ ગજબ થયો છે,
હીરો હાથથી લૂંટાઇ ગયો છે;
કંઇ કોપ પ્રભુનો થયો છેરે. હાય. ૧
થયું બ્રહ્મનું વાક્યજ સાચું,
હવે ક્યાં જાઉં ને ક્યાં જાચું,
હાય હરિ વિમુખ થયો છેરે. હાય. ૨
ચંપો મોગરો ચંપેલી સૂકાઈ,
કેળ આંબા ગયા કરમાઇ;
માળી વાડીનો ગયો ખોવાઇરે. હાય. ૩

કયાં પાપનાં ખેતર ખેડાયાં,
હીરા મોતીના વણ છે વેડાયાં;
હાય એમૂલ ઝવેરી લંટાયા રે. હાય. ૪

( મૂર્છા આવે છે. )

**દાસી**—બાઇ સાહેબ, શાંત થાઓ. મહારાજા પધારે છે.

( રાજા આવે છે. )

**ચિત્રવર્મા**—પ્રિયા, સાવધ થા, આ શું કલ્પાંત માડયું છે? હવે તો મિથ્યા શોક છોડી ધીરજ ધરી આવી પડેલું સહન કર્યા સિવાય કશો ઉપાય નથી શાંત થા.

**સત્યવતી**—પ્રાણનાથ, શાંતિ કેમ વળે? અરે મારી કુમળી કળીને કીરતારે વેડી નાખી. અરે બહેન સીમંતિની, તારી શી દશા થશે? તારો સિંહ સૂતો. તારૂં સર્વસ્વ ગયું. અરે દૈવ, તને એવા સ-કુમારની દયા કેમ ન આવી? તું ક્રૂર કેમ થયો? સ્વામી, મારી વ-હાલી સીમંતિનીનું શું થશે? તેનો જન્મારો કેમ જશે? હાય! હાય! શાંતિ કેમ થાય?

**ચિત્રવર્મા**—હા પ્રિયા, એ બધું ખરૂં છે, પણ આપણો કશો ઉ-પાય નથી. હવે આપણે તો ધીરજ રાખી બેસવાનું છે. અને સીમં-તિનીની સંભાળ લેવાની જરૂર છે. ચાલો તેના મહેલમાં જઇએ. તે તેની સખીઓ સહિત કલ્પાંત કરતી હશે.

**સત્યવતી**—ચાલો પ્રાણનાથ, અરે પુત્રી, તારી શી દશા હશે?

( સર્વે જાય છે. )



## પ્રવેશ. ૩

### સ્થળ—સીમંતિનીનો મહેલ.

સીમંતિની, માલવિકા, ચતુરિકા, પછીથી રાજા અને રાણી.

**સીમંતિની**—( કલ્પાંત કરે છે. ) અરે હાય ! અરે મારૂં ભાગ્ય ! અરે સખી માલવિકા, સખી ચતુરિકા, મારી હવે શી વલે, હાય દૈવ, આ શું કર્યું ? હવે હું ક્યાં જાઉં ? ક્યાં રહું ? હાય ! હાય !

**સખીઓ**—સખી ધીરજધર, મારી બ્હેન.

**સીમંતિની**—અરે પ્રભુ, ધીરજ શું ? ( રડે છે. )

દશા આ શી થઇ મારી—એ રાગ. ૫૬

ગજબ આશો થયો આવો, પ્રભુ શું હું કરૂં દાવો. ગજબ.
નવ છાજ્યો આ કર્મમાં, સ્વામીનો સંયોગ,
દોષ કર્મના શા હશે, પરણી તુર્ત વિયોગ.
નમેરા નાથ શું થાઓ, (૨) તજી આ નાર ક્યાં જાઓ. ગજબ. ૧
પર ખેતર ખેડ્યાં હશે, પરતું લીધું ધન,
સંતોષ્યાં નહિ સાધુને, શું દુભ્યા મુનિજન.
હશે શું શ્રાપ તેનો આ (૨) તજી ચાલ્યા પિયુ મારા. ગજબ. ૨
ગૌહત્યા શું મેં કરી, તોડી આંબા ડાળ,
બાળ વછોડ્યાં ધાવતાં, ભાંગી સરોવર પાળ.
થઈ શું બ્રહ્મ હત્યારી, (૨) દુભી શું મેં સતી નારી. ગજબ. ૩
ઉગતો સૂરજ આથમ્યો, શશિ વિનાની રાત,
વરસી અવળી વાદળી, થયો ચંદ્રની ઘાત.
નકામી જીંદગી મારી (૨) પિયુ સંગે હું જાનારી. ગજબ. ૪

(રાણી સત્યવતી, રાજા ચિત્રવર્મા આવે છે.)

**સત્યવતી**—બેટા, શાંત થા. વહાલી સીમંતિની, કલ્પાંત છેડી દઈ ઇશ્વરપર આકીન રાખ.

**ચિત્રવર્મા**—મારી સમજુ અને શાણી પુત્રી, બહુ કલ્પાંત કરે શું વળે તેમ છે? જરા ધીરજ ધર.

**સીમંતિની**—અરે માતાપિતા, મારી ધીરજ હવે કેમ રહે? મને દૈવે તજી. (રડે છે) હવે મારૂં જીવવું વ્યર્થ છે.

ઇસ તન ધનકી કોણ બડાઇ—એ રાગ. ૫૭

માતાજી મારા, અહો પિતાજી, આ દુઃખ દાવાનળથી હું દાઝી
સ્વામી ગયા તજી સ્વર્ગમાં હાવે, બગડી ગઇ મારા ભવનીરે બાજી. મા૦ ૧
અગર કસ્તુરી મલ્યાગર સુખડ, તુલસીનાં કાષ્ટ મંગાવો પિતાજી. મા૦ ૨
સમિધ કાષ્ટની ખડકું ચિતાને, યમુનાને તીરે બળુંરે માતાજી. મા૦ ૩
હરખ ધરી કરી ચાંદ કપાળે, ચુંદડી શ્રીફળ હાથમાં ધારી. મા૦ ૪
સ્વામીની સંગે જાઉં બળીને, અનેક નામી ઇશ ઉચ્ચારી. મા૦ ૫
દ્યોને રજા તમે માતાજી માહરાં, વિનવું પિતાજી ઉભય કરજોડી. મા૦ ૬
માતપિતા હવે જીવ્યું વૃથા છે, બૂડી ગઇ ભવતારક હોડી. મા૦ ૭

માટે માતાજી પિતાજી, હવે આ દુનિયામાં મારે ખરેજ બધું નકામું છે.

**સત્યવતી**—પુત્રી સીમંતિની, ધૈર્ય રાખ, બહેન, તારો પતિ જ્યાં હશે, ત્યાં ચિરંજીવી હશે. બહેન, મુવાં માણસ પાછળ સતી થવાય છે. પરંતુ બૂડી ગયું હોય અથવા ખોવાઈ ગયું હોય, તેની પાછળ સતી થવું અ-વિચારી પણું ગણાય. માટે ધૈર્ય રાખ પુત્રી.

**ચિત્રવર્મા**—મારી વહાલી પુત્રી, તારાં માતાજીના કહેવા પ્રમાણે

ધૈર્ય રાખી બેસ. તારા વ્રત પ્રતાપે તારા સ્વામીની ખોળ કરાવતાં જ્યાં હશે ત્યાં કાંઠે કિનારેથી સજીવન નીકળી આવશે. જે જે જગ્યાએ તપાસ કરાવવી ઘટિત હશે ત્યાં તપાસ કરાવવી ચાલુજ રાખીશું. તું તારૂં વ્રત નિયમ ચૂક્યા સિવાય ઇશ્વરપર આસ્થા રાખી દિવસો નિર્ગમન કર. બ્હેન, ભાવિ બન્યું. તે સહેવું એજ આપણું કામ છે.

**સીમંતિની**--અરે ધીરજ, ધીરજ, ધીરજ તે કેમ રહે ?

( મૂર્છા ખાઇ પડે છે. સખીઓ સાવધ કરેછે. )

**સત્યવતી**--બેટા, શાંત થા ચાલો હવે જઇએ. વખત ઘણો થઈ ગયો છે. (સર્વે જાય છે.)



## પ્રવેશ ૪.

### સ્થળ—પાતાળ.

ચંદ્રાંગદ, નાગ સ્ત્રીઓ, પછીથી તક્ષક નાગ.

**૧ નાગ સ્ત્રી**--સખી આપણે આજ ઘણે દૂર નીકળી આવ્યાં. સ્વામીનાથ જાણશે તો શું થશે ?

**૨ નાગ સ્ત્રી**--હવે જે થયું તે ખરૂં. આપણે હવે જલદી નહાઇને ઉતાવળેથી જઇશું. પણ બ્હેન, તું પણે સામે નજર તો કર. આ પાતાળના અખૂટ જળમાં જાણે સૂર્ય ઉગ્યો હોય તેવો તેજસ્વી ગુલાબના ગોટા જેવો મનુષ્ય કોણ હશે ? કોઈ મોટા પર્વત ઉપર જાણે પોપટ હોય નહિ !

**૧ નાગ સ્ત્રી**—હા સખી, એમજ લાગે છે. આટલા ખવા જળમાં એક એ સુકુમાર મનુષ્ય ક્યાંથી ? બહેન, એનું ભાગ્ય તો

જુઓ. કેવો ભાગ્યશાળી કે હજુ જીવે છે. જળનો તો જાણે ભયજ નથી એ શું?

૨ નાગ સ્ત્રી--હા સખી, નવાઈ જેવું લાગે છે. ચાલ, તેની પાસે જઈ આપણે પૂછીએ તો ખરાં?

૧ નાગ સ્ત્રી--ચાલ બ્હેન પૂછીએ, અને પછી આપણા સ્વામીનાથ પાસે તેને લઇ જઇએ.

(બન્ને પાસે જાય છે અને પૂછેછે.)

**બન્ને નાગ સ્ત્રીઓ-- પ્રભાતી ગજલ ૫૮**

કામકુંવર ક્યાંથી આવ્યા, આ અગાધ જલમાંરે
પતિ મારો જાણશે તો, મારશે તુને પલમં રે . મ
કોણ ગામ કોણ નામ, કોણના તમે પુત્રરે
કહો કેમ ભૂલા પડયા, કોણ નારી ઘર સૂત્રરે. કામકુંવર. ૨

**ચંદ્રાંગદ**—અહો નાગ સ્ત્રીએ.

રાગ મારૂ કે ગોડીનો ૫૯

મારૂં નામ ચંદ્રાંગદ જાણો, ચંદ્રસેનનો પુત્ર [illegible]
મારો શ્વશુર ચિત્રવર્મા ભૂપ, તેને કન્યા સીમંતિની અનુપ. ૧
તેની સાથે થયો છે વિવાહ, સતી સાધવી એ છે કન્યાય,
નૈષધ દેશ જે અતિ વિખ્યાત, રાજ્ય કરે ચંદ્રસેન તાત. ૨
ગયા જાન લઇ આપ દ્વાર, રહ્યો જમવા હું શ્વશુરને બાર,
લગ્ન મીંઢળ છે હજુ હાથે, આવ્યો રમવાહું મિત્ર સંગાથે. ૩
નાવ માંહી બેઠો મિત્ર સાથ, વાયો વાયુ વમળથી અપાર,
બૂડયું નાવ ને બૂડ્યા સર્વ, મને લાવ્યું અહિં મારૂં કર્મ. ૪

**બન્ને નાગ સ્ત્રીઓ**--(સ્વગત.)

### સોરઠો. ૬૦

પ્રાણપતિની પાસ, આપણ એને લઇ જશું,
ઇશ્વિર રક્ષા ખાસ, તેને નવ થાયે કશું. ૧
ભાગ્યવંત તું બાળ, સુસ્થળે આવી રહ્યો,
નાઠો તારો કાળ, રક્ષા મણિધરની હવી. ૨
(ચાસન) રાજપુત્ર, અમારી સાથે ચાલો.

**ચંદ્રાંગદ**—ચાલો માતાઓ, આ જગ્યાએ મારી સંભાળ લેનાર તમ વિના કોઇ નથી. અરે ક્યાં મારા માતા પિતા! અરે ક્યાં મારી વહાલી પ્રિયા! અને ક્યાં મારો મિત્રનો સાથ! સૌને છોડી ખરે હું મોતને શરણ થયો. હાય! મારી પ્રિયાની શી વલે! મારાં માતા પિતાની શી વલે!

**બન્ને નાગ સ્ત્રીઓ**—બેટા, ગભરા ના. ગભરાયા સિવાય અમારી પાછળ ચાલ્યો આવ.

( ત્રણે જણ જાય છે.)

## પ્રવેશ ૫.

### સ્થળ—પાતાળમાં નાગ ભુવન.

ચંદ્રાંગદ, નાગ સ્ત્રીઓ; પછીથી તક્ષક નાગ.

**૧ નાગ સ્ત્રી**—હે સુભાગી, સૂર્ય સમી કાંતિવાળા ચંદ્રાંગદ, તું હમણા અહિં બેસ. જેની સહસ્ત્રફણા ઉપર પૃથ્વીને ધારણ કરનારા ધરાધર, જેની શય્યા ઉપર શ્રી પરમાત્માએ લક્ષ્મીજી સહિત શયન કરેલું છે, એવા મહા પવિત્ર, જેણે રામાવતારમાં શ્રી પરમાત્માના બંધુરૂપે જન્મ ધારણ કરી અન્નજળ વિના ચૌદ વર્ષ નિયમ ધારી ક્રૂર

રાક્ષસ રાવણનો સંહાર કર્યો છે, એવા શેષશાયી મહા તપસ્વી, અ-મારા સ્વામી તક્ષક નાગને અમે વિનવીએ, અને તેની આજ્ઞા લઈ તને તેના દર્શન કરવા સમર્થ કરીએ. જેણે શ્રી પરમાત્માના ચરણ સેવી મહા શૂરા સહસ્રભુજા રાવણને સંહારી સીતાનો વિયોગ દૂર કર્યો છે, એવા મારા સ્વામી તારૂં દુઃખ દૂર કરવાને સમર્થ છે. માટે નિશ્ચિંત રહે.

**૨ નાગ સ્ત્રી**—ધૈર્ય રાખી બેસજે. જે કીરતારે ગજેંદ્રને મહા મચ્છના મુખથી છોડાવ્યા, મોક્ષ દીધો, જે કીરતારે ઉખળે બંધાઇ જ-મ્લાર્જુનને વૃક્ષરૂપમાંથી છોડવી મુક્ત કીધા, જે કીરતારે અહલ્યાને શલ્યા રૂપથી મુક્ત કીધી, અને જે કીરતારે સુધન્વાને બળતી કડા-માંથી તાર્યો, તેજ ભક્તવત્સલ ભગવાને તને આ મહાજળમાં આશ્ચર્ય ઉપજે તેવી રીતે આશ્રય આપીને ઉગાર્યો છે. તો હે બાળક, હવે તારો ભાગ્યોદય થયો છે. અમે તને બે ઘડીમાં અહિંથી અમારા સ્વામીના ચરણારવિંદમાં તેડી જઇશું. અને તારી આગતા સ્વાગતા કરશું.

**ચંદ્રાંગદ**—બહુ સારૂં માતાજી. [ દીવ નખાનામાં બેસે છે અને વિચાર કરે છે. ] અહો કીરતાર, તારી ગહન ગતિને કોઈ પહોંચતું નથી. તારી ગતિ અકળ છે, તેમજ અગાધ અને અકથ્ય છે. જળ ત્યાં સ્થળ, અને સ્થળ ત્યાં જળ કરવ વાળો તુંજ છે; તરણાનો મેરૂ, મેરૂનું ત-રણું કરવાવાળો તુંજ છે; વટમાં, ઘટમાં, સત્વમાં, રજમાં, તમમાં જેમાં જોઉં તેમાં હે જગદીશ્વર તારોજ વાસો છે. ક્યાં હું, ક્યાં મારી સ્ત્રી, ક્યાં મારી સ્વભૂમિ? ક્યાં મારૂં રાજ્ય? ક્યાં મારા પિતા? ક્યાં મારી માતુશ્રી? અહો વિધાતા, બ્રહ્મપુત્રી, લેખની લખવાવાળી તારી ગતિ પણ કાંઇ ન્યારીજ છે. ખરે, માનવ દેહ ધારી, આ ઇંદ્રાપુરી જેવા નાગભુવનમાં દેવાંગનાઓ જેવી નાગ સ્ત્રીઓ સાથે ક્યાંથી મારૂં મ-

ળવું થાય ? પણ ખરે, તે તો તેં વિધાતાએ લખીજ મૂક્યું હશે. વિધાતા, આથી તું મગરૂબ થઇશ નહિ. એ સર્વે પણ ઇશ્વરનીજ કૃતિ છે. અહો પણ આ નાગ ભુવન તો જોઉં. અહો જીવ, તેં કદી સ્વપ્ને પણ નથી જોયું તે એક પરમકૃપાળુ પરમેશ્વરની, જગન્નિયંતા, જગદીશ્વરની કૃપાથી આ અખૂટ જળમાં જીવતો રહી જુએ છે. તો બે ઘડી એ સ્વર્ગભૂમિના તારી દીન વાણીએ વખાણ કરી લે. જાણે ઇંદ્રપુરીજ ખડી કરી છે. વાહ !

## સોરઠો. ૬૧

સુંદર કેવા મહેલ, શોભે સુંદર જાળીઓ;
હીરા જડિત રચેલ, ઊંચી કંઇક અટારીઓ.
સિંહાસન જડિત, છત્ર ચામર શોભા ઘણી;
ત્યાં બીરાજ્યા એક ચિત, સહસ્ર ફણા પન્નગ ધણી.
ક્યાં પૃથ્વી પાતાળ, રસાતાળમાં આવીયો;
સિંહ બન્યો શિયાળ, ભાવિએ ભૂલાવીયો.
દૈવ ગતિ અગાધ, સ્વર્ગ સમું સુખ છે ઘણું,
ક્યાં સ્ત્રી પિતા માત, ભવ ભૂલો હુતો પડયો.

અહો મારી વહાલી પ્રિયા સીમંતિની, તારૂં વાક્ય મેં મશ્કરીમાં હસી કાઢી, ખરેખર થતા અપશકુનને નહિ માનીને, તને છોડી હું કાળને પગલે પળ્યો. કાળે મને ઘેર્યો અને હું નદીએ ગયો પણ તારા સત્યથી, શિયળથી અને તારી ઇષ્ટ ભક્તિથી આ નાગ ભૂમિમાં એકાંત એકલો બેઠોછું. જેમ યોગી યોગ સાધના કરી ઇશ્વર સ્મરણ કરે છે, તેમ હે પ્રિયા, હું તારી પ્યારરૂપી સાધના કરતો, તારાં હિતનાં વાક્યો સંભારતો, મારા ઉચ્છૃંખળપણાની રીતને ધિક્કારતો તારૂં

ધ્યાન ધરતો બેઠો છું. હે પ્રિયા,

**સોરઠો. ૬૨**

તરૂણી તુજ સુવેણુ, કહેણુ ગણ્યાં નહિ કર્ણમાં,
શાણી તું સુખદેણુ, હવે મળું હું ક્યાં તને ?
વ્હાલી તારો વહેમ, અપશકુન સાચા ઠર્યાં,
ફરી મળીશું કેમ, કર્મે કીયાં આવી નડયાં.

(નાગ સ્ત્રીઓ તક્ષક નાગ પાસે આવે છે.)

**૧ નાગ સ્ત્રી**—પ્રાણનાથ, વંદન કરૂં છું.

**૨ નાગ સ્ત્રી**—સ્વામીનાથ, હું પણ વંદન કરૂં છું.

**તક્ષક નાગ**—( ગુસ્સે થઇને ) સ્ત્રીઓ આજ અત્યાર સુધી તમે ક્યાં ગયાં હતાં ? આ ઇષ્ટ પ્રાર્થનાનો સમય થયો તોપણ તમે આવ્યાં નહિ ? શું પૃથ્વીપર રમવાને નીકળી પડયાં હતાં કે શું ?

**૧ નાગ સ્ત્રી**—મહારાજ ક્ષમા કરો, ક્ષમા કરો. અમો અબળા જાત ઉપર ક્ષમા કરો. ફરતાં ફરતાં દૂર પંથ નીકળી જવાથી હે સ્વામીનાથ, આજ અમને વિલંબ થયો છે.

**૨ નાગ સ્ત્રી**—મહારાજ, નિરાશ્રિતને આશ્રય આપનાર શંકર પ્રિય, મણિધર, ધરણીધર સ્વામી, આજ અમે એક પરમાર્થનું કામ કરવામાં, નિરાશ્રિતને આશ્રય આપવામાં રોકાઇ, આપના નિયમિત વખતે આપના ચરણારવિંદની સેવામાં હાજર થવામાં વિલંબ કર્યોછે તે બાબત, હે સ્વામી, ક્ષમા માગુંછું. મહારાજ, એક પૃથ્વીપરનો મનુષ્ય જળમાં ડુબી રસાતાળમાં આપ મહાન કૃપાળુના આશ્રય નીચે આવી પડેલો છે. તેનું નામઠામ પૂછી તેને સહાય આપવામાં રોકાયાં, અને તેને લીધે

આપના ગુસ્સાને પાત્ર થયાં. મહારાજ, ક્ષમા કરો.

**તક્ષક**—તે કોણ છે? ક્યાં છે? તમારે આજ્ઞા સિવાય વિલંબ કરવાની શી જરૂર હતી?

**૧ નાગ સ્ત્રી**—મહારાજ, તેને અમે અત્રે આપના ચરણકમળમાં લાવ્યા છીએ પરંતુ—

**૨ નાગ સ્ત્રી**—હો. સ્વામીનાથ, તે માનવીની વાત ઘણી દયાજનક છે. તેથી આપની સમક્ષ તેનું દુઃખ નિવેદન કરી તેને સહાય આપવાની આ આપની ચરણરજ દાસીની વિનતિ છે.

**તક્ષક**—અહો સ્ત્રીઓ, તમે પરમાર્થ કરવામાં આટલી તત્પર છો, એવું જાણી મારો સર્વ ક્રોધ દૂર થયો છે. સ્વાર્થ વિના પરમાર્થ કરવા તત્પર થએલી સ્ત્રીઓ! કહો કે તે કોણ છે? ને ક્યાં છે?

**૧ નાગ સ્ત્રી**—અહો કરૂણસાગરા, શિરછત્ર સ્વામી, અમો અબળાને આપનો ભય લાગવાથી તે બાળકને અમે દીવાનખાનામાંજ, પણ થોડે દૂર, બેસાડયો છે. આજ્ઞા હોય તો તેને આપના ચરણારવિંદમાં હાજર કરૂં, મહારાજ.

**તક્ષક**—અહો સુગુણ સુંદરીઓ, હું તમારા કાર્યથી પ્રસન્ન છું. તેને સત્વર બોલાવો.

(નાગ સ્ત્રી ચંદ્રાંગદને બોલાવી લાવે છે.)

**ચંદ્રાંગદ**—અહો શંકર પ્રિય, શેષશાયી, આપને વંદન કરૂં છું. (નમીને)

**શાર્દૂલવિક્રીડિત. ૬૩**

વંદુ શેષધરા ધરે વિનયથી, પાદારવિંદે ખરે,
જેની સહસ્ત્ર ફણા શિરે જગ આ, તે સાહ્ય થાજો અરે.

શંભુનું ઉપવિત છો પ્રભુ તમે, શય્યા કીધી શામળે,
એવા નાગ પતિ ગતિ તમ તણી, કો માનવી ના કળે.

**તક્ષક**—બેટા, ચિરંજીવી ભવ. નિર્ભય થા અને બેસ.

**બન્ને નાગ સ્ત્રીઓ**—

ધીમા ધીમા ચાલો મારા પ્રાણરે—એ રાગ. ૬૪

આવો ખીશામા રાજકુમારરે, શિવ સેવક તમે છો આ આવ્યા, અરે,
પાવન મંદિર ખરે, સુકુમારરે. આવો.
તાલાવેલી તનની, મૂકી તજો ભય ચિત,
સુખશાંતિમાં રહો સદા જેમ રાજ્યની રીત.
થશે શાંતિ તમોને અહિંયા સદા,
આ સેવક તમારા છે હાજર બધા,
ધરો ધાસ્તી ન મન લગારે કદા ઓ કુમારરે. આવો.

**તક્ષક**—અહો, ગંગામાં અનેક મળ ધોવાવાથી અપવિત્રતા થએલી હોયછે તે મહા વ્રત ધારી યોગીઓ, તપસ્વીઓ, સાધ્વીઓ વિગેરેના પગસ્પર્શથી જેમ પવિત્ર થાય છે તેમ તારૂં અલ્પ આયુષ્ય તારી સતી સ્ત્રીના પતિવ્રત અને શિવભક્તિને લીધે દીર્ઘ થયું છે. તું શિવ ભક્ત છે તેથી તારા ઉપર હું પ્રસન્ન થયો છું. બેટા, આપણી આ વાડીમાં અમૃત રસની વાવ છે ત્યાં હર ફર અને વિશ્રાંતિ લઇ થાક ઉતાર. આ પવિત્ર નાગસ્ત્રીઓ સુવા, ચંદનનો લેપ તને કરાવવાનો બંદોબસ્ત કરશે. બેટા, બીજું જે કંઇ વરદાન માગવાની ઇચ્છા હોય તે માગી લે. શિવભક્તને કશું દુર્લભ હોતું નથી. હું તારા પર પ્રસન્ન છું.

**૧ નાગ સ્ત્રી**—મહારાજ, આ કુંવર પરણીને શ્વશુરને ઘેર ઠ-

સૈયાં જમવા રહેલો, તે દૈવેચ્છાએ યમુનામાં નાવમાં બેસી રમતાં નાવ બૂડયું ને સર્વે બૂડયા. અહો સ્વામીનાથ, દૈવની શું ગહન ગતિ! ખરેજ, અમને શંકા થાય છે કે આવા કાળના મુખમાંથી બચી આ રાજકુંવર અહિં ક્યાંથી આવી ચડે? અચાનક બચી ગયો તેનું શું કારણ? કંઇ દૈવી કૃપા હશે.

**૨ નાગ સ્ત્રી**—મહારાજ, આ કિશોર વયના, તરત પરણેલા, આશા ભરેલા અંતઃકરણવાળા કુંવર ઉપર દયા આવે છે. સ્વામીનાથ, તેનું દુઃખ ટાળી તેના સંબંધીઓ સાથે મેલાપ કરાવી આપવા વિનતિ છે.

**તક્ષક**--સુગુણ સુંદરી, પરમાર્થી પ્રિયા, આ કુંવર કાળથી બચ્યો તેનું કારણ એ છે કે એ કુંવરની સ્ત્રી ઘણી પતિવ્રતા છે. અને શ્રીસાંબ સદાશિવની ભક્તિ કરે છે. પતિવ્રતાનું માહાત્મ્ય સર્વ માહાત્મ્યમાં શ્રેષ્ઠ છે. પતિવ્રતા સુકન્યાએ દેવ અશ્વિનીકુમારને પ્રસન્ન કર્યા હતા, સાવિત્રીએ યમરાજાને પ્રસન્ન કરી પોતાના સ્વામીને સજીવન કર્યા હતા, સતી ભોગવતીએ સત્યના આધારે સૂર્યને ઉદય થતા અટકાવ્યા હતા, અનસૂયા પતિવ્રતાના વચનથી મહા દુષ્કાળમાં અત્રિ ઋષિના આશ્રમ સમીપે ગંગાજી પ્રગટ થયાં હતાં, તેમજ શંકર સેવાથી માર્કંડ ઋષિ ચિરંજીવી થયા છે. તેવી રીતે આ કુંવર સત્ય શીલને આધારે અને ઇષ્ટ ભક્તિએ ઉગર્યો છે, એજ ખરૂં કારણ છે.

**૨ નાગ સ્ત્રી**—મહારાજ, સતીઓનો તથા શંકર સેવાનો પ્રતાપ ઘણોજ મોટો જણાય છે. એ મહિમા મોતને પણ અટકાવે છે. એવી નેક ટેકથી વ્રત ધારણ કરનારી પૃથ્વી પરની સ્ત્રી સીમંતિનીને તેનો પતિ પાછો મળવો જોઇએ.

**તક્ષક**--અહો પ્રિયા ! કાળરૂપ મહેશ્વરની સેવા જેણે કીધી તેણે મૃત્યુને જીત્યું એમ શાસ્ત્રનું વચન છે. કાળ તે પરમાત્માની ગતિ છે. કાળમાં ને કીરતારમાં ભેદ નથી. સર્વજ્ઞ વૈરાટરૂપ પરમાત્મા સર્વનો આત્મા છે. તેને વશ કરે તો કાળ દુર થઇ શાંતિ પ્રાપ્ત થાય છે. એવા વિશ્વેશ્વરને પ્રસન્ન કરનારી સ્ત્રીને વૈધવ્ય હોતું નથી.

**૧ નાગ સ્ત્રી**--મહારાજ, આ રાજકુંવરના હસ્ત મીંઢળ હજુ છૂટયાં નથી. જાગ હજુ ઊઠ્યા નથી. એ સ્થિતિમાં તેને આમ સ્નેહીથી વિખૂટું પડવું પડયું એ સહેવું ઘણું અસહ્ય છે. માટે કૃપા કરી સત્વર તેને આશ્રમે મોકલો.

**તક્ષક**--અરે દયા જનક સ્થિતિમાં આવી પડેલા રાજકુમાર ! હવે, તું ધૈર્યભૂષણને ધારણ કર. અને હવે હું તને મારા આ અનુચરો સાથે અખૂટ લક્ષ્મી અને પવનવેગી અશ્વ આપી પૃથ્વી પર મોકલું છું.

**ચંદ્રાંગદ**--મહારાજ, મોટી કૃપા; મારા વૃદ્ધ માતા પિતા મારા વિના નહિ જીવી શકે. મારા વિના તેમનું શું થયું હશે ? દુષ્ટ પિત્રાઇએ તેમનું રાજ્ય લઇ લીધું હશે. જેમ ચંદ્ર રાહુથી ઘેરાયો હોય ને અંધકાર થાય છે તેમજ હે મહારાજ મારી સ્થિતિ છે. જેમ દેવોએ રાહુનો પરાજય કરી ચંદ્રને છોડવ્યો તેમજ હે કૃપાળુ મણિધર, આપ મને કાળથી ઘેરાયલાને સહાયભૂત થયા છો.

**તક્ષક**--પુત્ર ચંદ્રાંગદ, ચિંતા નહિ. મારા અનુચરો તારીસાથે આવશે. તેની સહાયથી તું યુદ્ધ કરી તારૂં રાજ્ય પાછું લેજે. પુત્ર મારી આશિષ છે કે શત્રુ તારે શરણે થશે. અને તું તારૂં રાજ્ય હસ્તગત કરીશ.

**ચંદ્રાંગદ**– બહુ સારૂં મહારાજ. આપની આશિષ મસ્તકે ચડાવું છું.

**તક્ષક**—બેટા ચંદ્રાંગદ, આ સુગંધી પદાર્થો હું તને આપું છું. જેની સુગંધી દશ યોજન સૂધી પ્રસરી રહેશે. અને આ અખૂટ લક્ષ્મી આપું છું બેટા, તે તું ચિરકાળ સૂધી વાપરી શકીશ. અને મારી શિખામણ એ છે કે

ગીતિ. ૬૫

નીતિ ન્યાયમાં વર્તી, ધર્મ ધ્યાનમાં તું એ વાપરજે;
સંકટ સમયે નિત્યે, ધૈર્ય રાખીને કાર્ય સહુ કરજે.

**ચંદ્રાંગદ**—અહો પિતાજી, આપની પવિત્ર શિખામણને હું નિરંતર યાદ રાખી વ્રત નિયમે તે પાળવા તત્પર રહીશ.

**તક્ષક**--(અનુચરને) હે કર્કોટક અને દમનક, આ રાજ પુત્રની સાથે જાઓ. અને તેની પૂરી સંભાળ રાખજો. અને સંમતિએ અનુચરજો. આપણી ઘોડારમાંથી પવનવેગી અશ્વ લાવી આ કુંવરને સુપ્રત કરજો. યુદ્ધ વખતે પૂરતી મદદ કરજો. જ્યારે તમને આજ્ઞા આપે ત્યારે અત્રે પાછા આવજો.

**કર્કોટક**--બહુ સારૂં મહારાજ, જેવી આજ્ઞા.

**દમનક**—મહારાજ, અશ્વ તૈયાર છે. (કુંવરને) બીરાજો કુંવર.

**ચંદ્રાંગદ**—( સર્વને નમીને ) માતાપિતા, પાયે લાગી આપની આજ્ઞા હોય તો રજા લઇ પંથેપળું.

**તક્ષક**—બેટા કલ્યાણ કર તારૂં શુભ થાઓ, એવી આશિષ અમે સર્વે તને આપીએ છીએ.

( સર્વ જાય છે. )



## પ્રવેશ. ૬

### સ્થળ—સામંતિનીનો મહેલ.

સામંતિની એકલી પછીથી માલવિકા અને ચતુરિકા.

**સીમંતિની—**અરે દૈવ, મેં શાં પાપ કર્યા હશે ? કે જે કૃત્યના પ્રતાપે તેં મને ત્યજી, મારી વિમુખ થયો. હે નિયંતા નાથ, હે ઉમાનાથ, હે વિશ્વંભર, તું મારી સાથે નિર્દય કેમ થયો ? હે યજ્ઞપતિ, હે પૃથ્વીપતિ, હું રંક અબળા દીનબાળા ઉપર આવો અનહદ કોપ શું કર્યો ? મારો શિરતાજ કેમ હર્યો ? અરે હું હણાઇ છું. અરે મારા પ્રાણનાથ, મારા શિરતાજ, તમે પણ નિર્દય કેમ થયા અને વિસરી ગયા—અરે ક્યાં રહ્યા ? છતા કેમ ન થયા ? અરે હાય શું કરૂં ?

### લલિત. ૬૬

અરર સ્વામીરે શું હવે કરૂં, વગર અગ્નિએ હું બળી મરૂં.
જગતમાં ખરે મૂઇ જીવતી, અરર ના ઘટે આમરે પતિ.
પરણી તુર્ત શું પરહરી મને, હૃદયદોષ માહરો વસ્યોતને.
નવ ઘટે નમેરા થવું પતિ, વિરહ અગ્નિએ હું બળું અતિ.
પતિ ગયા દઇઆશ તનમાં, કરી નિરાશ શું હાય જન્મમાં.
કહી ગયા મને આવું આ ઘડી, નવ મળ્યા ફરી એકલી પડી.
વચન કેમ તે આપ વિસર્યા, પ્રીત તજી દઇ ગુપ્ત ક્યાં રહ્યા ?
કઠણ કાળજું કેમ રે કર્યું, તજી ગયા હરિ સુખ માહરૂં.

અરે સ્વામી, અહો શિરછત્ર, તમવિના મને અત્રે હેરાન વેરાન ભાસે છે. અહો નમેરાનાથ, મારો હાથ તરછોડી ક્યાં ગયા ? ક્યાં રહ્યા? પાંચ આંગળીએ ઝેર ચડાવી, વેર વાળી, તરછોડી, સાથ છોડી મારા

પ્રાણાધાર, અપાર દુઃખમાં બેસાડી, વિસારી, લાચાર કરી ગયા. અરે શું હું માની થઇ? હે પ્રભુ! શો દોષ તારે અંતર વસ્યો? અરે કર્મ, તારા પૂર્વના ધર્મની કે મર્મની મને કશી સૂજ કે બૂજ પડતી નથી. પાપી આત્મા, તેં પૂર્વ જન્મે શાંશાં ઘોર કૃત્યો કરી જન્મ લીધો છે કે તે કર્મનાં ફળ તારી આડે આવ્યાં? અરે દૈવને દોષ શું? અંતરમાં રોષ શું? જેવી કરણી તેવીજ તરણી. અરે દૈવ, તેં નર્કવાસમાંજ અનેક દુઃખો ભોગવાવ્યાં હત તો બહેતર હતું. હવે તો ઘણી થઇ. હે પ્રભુ, સહાય થા. દુખથી ઉગાર અને તાર. મૂએો માર ન માર.

(બન્ને સખીઓ આવે છે.)

**માલવિકા**—સખી સીમંતિની આમ અહોનિશ હૃદય બાળી પશ્ચાત્તાપ કરવો એ તારા જેવી જ્ઞાનીને ઘટતું નથી. બહેન આત્માને કલ્પાવે શું ફળ? ઇશ્વરે જે નાંખી તે ધૈર્યથી સહન કરેજ સિદ્ધિ છે.

**ચતુરિકા**—મારી વહાલી સખી, તું જાણે છે કે દેવતાઓને પણ દુઃખ પડચાં છે. સાધ્વી સીતાને પણ પતિ વિયોગનું દુઃખ સહન કરવું પડયું છે. દમયંતીને પણ એજ પ્રમાણે અણધાર્યો પતિ વિયોગ સહેવો પડયો છે. અને શકુંતલાને પણ દુષ્યન્તે દુર્વાસાના શ્રાપથી વિસ્મૃત થઇ તજી હતી. માટે દુઃખના વખતમાં મહાન જનોના દુઃખનું ઉદાહરણ લઇ મનને દિલાસારૂપ દ્વારમાં પ્રવેશ કરાવવો. ધૈર્ય ભૂષણને ધારણ કરી શાંતિગૃહમાંજ વાસો કરવો ઘટે છે.

**માલવિકા**—સખી તું યાદ તો કર કે સાવિત્રીએ તેમજ ભોગવતીએ ગયેલું સૌભાગ્ય ધીરજ અને ઇષ્ટ સેવાથી પ્રાપ્ત કરેલું છે કે નહિ? માટે મારી શાણી, તને પણ તારી ભક્તિ અધીન થઇ ઇષ્ટ દેવ સહાય થશે. અને તારૂં ગયેલું સૌભાગ્ય પાછું આપશે. માટે સત્ય નિયમે જેમ ધીરજ ધરી બ્રહ્મ ઉપાસી થઇ બેઠી છે, તેમજ રહે. તારા કોમળ

આત્માને કલ્પાવ ના, મારી બ્હેન.

**ચતુરિકા**—બ્હેન, તને શારદા વિષે જે વાત છે તે યાદ છે કે ? તેમ પૂર્વ સંસ્કાર અને ઋણાનુબંધતું આ દુનિયામાં સુખદુઃખ લેવાતું છે. ઇશ્વરપર આધીન રહે, નીતિ રહે તો જે અધિક દુઃખ હોય તેમાં ન્યૂનતા થાય છે. પરંતુ જે નિર્મિત છે તે તો થાયજ છે. તો તેમાં શોચ કરે શો ઉપાય ?

**સીમંતિની**--હા, મારી વહાલી સખી. યાદ તો બધુંએ છે, સમજું પણ છું. પણ મારી વહાલી સખી, મારા સુખનો સૂર્ય અસ્ત થતાં, ચંદ્રનું ગ્રહણ થતાં, મારા દુઃખના દ્વાર ખુલી જતાં મારૂં જ્ઞાન, મારી શાન, મારૂં ભાન અને ઇશ્વરનું ધ્યાન બધુંએ હુંતો ભૂલી ગઇ છું. મારૂં અંતઃકરણ બ્હેર મારી ગયું છે. મારો જ્ઞાન દીપક બૂઝાઇ ગયો છે, અંધકાર થઇ હૃદય શુન્ય થઇ ગયું છે. અહો સ્વામી, હૈયાના હાર, ચક્ષુના તેજ, જીવન દોરી, મારા મનની મોજ ચાલી ગઇ. હું જીવતી મૂઇ. હે સ્વામીનાથ

### તોટક ૬૭

મુજ તન તણી લહો કુંડ કૃતિ,
રૂપ યૌવન ઇંધન મૂકી પતિ;
કરૂં અશ્રુતણી ઘૃત ધાર સદા,
સહુ સુખની આહુતિ આપું તદા. ૧
સ્થૂળ યજ્ઞથી નાથ નથી રીઝતા,
વિરહાગ્નિ વિષે મને બાળી જતા.
કહું શું સહું શું રહું શું જગમાં,
હરિસુખ પતિ જપતી મનમાં. ૨

**માલવિકા**--બહેન, તું શાણી છે, જ્ઞાની છે. તને મહા વ્યથા થાય તેમાં કશો દોષ નથી. તોપણ દુ:ખની વખતે દિલાસો દેવો એ અમારૂં કામ છે બહેન. (ચતુરિકાને) સખી ચતુરિકા, તું જે શારદા વિષે દાખલો દે છે તે વાત શું છે? તે જરા કહે તો ખરી. એ વાતથી હું તો અજાણછું.

**ચતુરિકા**—એ તો નવાઇ જેવું બહેન. હશે, તારી ઇચ્છા છે તો હું કહું છું, તે સાંભળ. એક અનંત દેશમાં એક દેવદત્ત નામનો કુલિન અને મહા વિદ્વાન બ્રાહ્મણ રહેતો હતો. તેને એક શારદા નામે પુત્રી હતી. શારદા જ્યારે અગિયાર વર્ષની થઇ ત્યારે એક પંડયા દ્રાવીડ નામનો મહા ધનાઢય બ્રાહ્મણ દેવદત્તને ત્યાં શારદા સાથે પરણવાની યાચના કરવા આવ્યો. આ પંડયાને આગલી સ્ત્રી ગૂજરી જવાથી ફરી લગ્ન કરવાનું હતું. દેવદત્તે પોતાની કન્યાને સુપાત્ર વર મળ્યો તેથી પરણાવી. મધ્યાન્હકાળે લગ્ન પૂરાં થયાં. પછી પંડયા મધ્યાન્હ સંધ્યા કરવાને સરોવર તીર્થે ગયો. સંધ્યા કરીને ઘેર પાછા ફરતાં કર્મ સંયોગે રસ્તામાંજ સર્પ દંશ થયો. અને તુરત મરણ પામ્યો. એ વાતની દેવદત્તને ખબર થતાંજ સહકુટુંબ જ્યાં તેનું અસ્થિ પડયું છે ત્યાં ગયો. સર્વ સંબંધીઓમાં, ગામમાં હાહાકાર વર્તી રહ્યો. શારદાએ કલ્પાંત કરી વૈધવ્ય ધારણ કર્યું.

**માલવિકા**--ગરીબ બિચારી કમનસીબ શારદા! પરણીને એક દિવસ પણ સૌભાગ્ય ભોગવ્યું નહિ. લાચાર ઇશ્વરની ગહન ગતિ છે! બહેન.

**ચતુરિકા**--હવે શારદા સ્વામીનો શોક કરતી શીલ ધારી ઇષ્ટ સેવા કરે છે. અને તેના માતાપિતા યાત્રાર્થે ગયાં છે. એવામાં આંખે

અંધ, દેહ દુર્બળ અને હાથમાં લાકડીએથી માર્ગ કાપતો એક વૃદ્ધ બ્રાહ્મણ દેવદત્તને દ્વાર આવ્યો. તે વિપ્રનું નામ કુંધે હતું. અને અમૃત દેશથી આવતો હતો. હવે વૃદ્ધ બ્રાહ્મણને બારણે આવેલો જોઇ શારદા કુલાચાર પ્રમાણે બ્રાહ્મણને તેડવા સામી ગઇ. પાણી લાવી ઋષિના પગ પખાળ્યા આસન આપી બેસાડયા. તેલ વિગેરેથી મર્દન કરી સ્નાન કરાવી વસ્ત્રો ધારણ કરાવી ભોજન અર્થે નાના વિધના પાક અર્પણ કરી બ્રાહ્મણની આસના વાસના કરી. પૂર્ણ ભાવથી ઇશ્વરરૂપ ગણી પગે લાગી. ઋષિએ શારદાની ભક્તિ જોઈ પ્રસન્ન થઇ શારદાને આશિષ આપી કે સ્વામીનું સુખ ભોગવ, અને અષ્ટ પુત્રવતી ભવ. અને શિવસેવા કરી સ્વામી સહિત તને શિવલોક પ્રાપ્ત થજો. આવો આશિર્વાદ સાંભળી શારદા વિસ્મય થઇ હસીને બોલી કે અરે હું દુર્ભાગીને આ આશિર્વાદ ક્યાંથી ફળે ? મારો પતિ પરણી તરતજ મરણ પામ્યો છે, મહારાજ. ઋષિ કહે, હે બાળા, મેં અંધાપાને લીધે અજ્ઞાનતાથી આશિર્વાદ આપ્યો છે પરંતુ હે બાળા, મારૂં વચન મિથ્યા જશે નહિ. તું ઉમા મહેશ્વરનું વ્રત કરજે જેથી તારા પૂર્વ પાપો નાશ થશે. અને અખંડ સુખ ભોગવીશ. શારદાએ કહ્યું, મહારાજ, આપનું વચન હું મારા શિરપર ચડાવું છું. મારા માતા પિતા યાત્રાએ ગયા છે. તે આવેથી હું એ વ્રત કરીશ. મહારાજ, મને તે વ્રતની વિધિ કહેવા કૃપા કરો. ઋષિએ કહ્યું હે બાળા તે વ્રત માગશર મહિને અથવા ચૈત્ર મહિને આદરવું. એક માસમાં બે અષ્ટમી, અને બે ચૌદશ એ દિવસો શિવ શક્તિના છે. તે દિવસે ઉમા ઇશની પૂજા કરી દાનદક્ષિણા આપી ફળાહાર કરવો. સ્વચ્છતાથી રહેવું. એ રીતે એક વર્ષ સુધી કરવું. વ્રતને અંતે ઉત્થાપન કરી બ્રહ્મભોજન કરાવી દાનદક્ષિણા આપવી અને ઇશ્વરને પ્રસન્ન ક-

રવો. એ વિધિ સાંભળી શારદાએ પોતાનાં માતા પિતા આવ્યાં કે તુરત તેની આજ્ઞા લઇ વ્રતનો આરંભ કર્યો. ઋષિએ સાથે રહી યથાવિધિ વ્રત કરાવ્યું. વ્રતના છેલ્લા દિવસે જાગરણ હતું. તે દિવસે રાત્રિના બાર વાગે અંબાએ પ્રસન્ન થઇ દર્શન દીધાં. ઋષિના નેત્રને તેજ આવ્યું. ને અંબાના પ્રતાપથી દેખતા થયા. દેવીએ કહ્યું હું પ્રસન્ન છું, વર માગ. ઋષિએ નાના વિધે સ્તુતિ કરી શારદાની કર્મ કથા કહી. અને કહ્યું કે મારૂં વચન સત્ય થાય અને તેનું સોભાગ્ય પાછું મળે, એમ થવું જોઇએ. દેવી કહે એના પૂર્વ સંસ્કારે એને એ દુઃખ પ્રાપ્ત થયું છે. પર્વે શારદા બ્રાહ્મણી હતી ને તેના સ્વામીને બે સ્ત્રીઓ હતી. તેમાં પોતે માનીતી હતી. શોક્યને કદી સુખ પ્રાપ્ત થવા દીધું નહોતું. તેમજ ઘણી મગરૂર અને ખૂબસુરત હતી, હવે બીજા એક બ્રાહ્મણે તેના સુખની આશા રાખી. તેનાપર મોહિત થઇ તેને સ્પર્શ કરવા ગયો. તેને શારદાએ તરછોડી નાખ્યો. તે બ્રાહ્મણ શારદાના વિરહથી માંદગી ભોગવી મરણ પામ્યો. તે આ જન્મે એનો સ્વામી થઈ, એનો હાથ ઝાલી એને પરણી તરછોડી તુરત મરણ પામ્યો. પૂર્વ ભવના પાપે એ આ દશાને પામી છે. શોક્યને સ્વામીથી વિખુટી પાડી એ દોષે વૈધવ્ય પ્રાપ્ત થયું છે. જે કોઇ સ્ત્રી પુરૂષની પ્રીતિ વિષે ભંગાણ પાડે, તેને ૨૧ જન્મ સુધી વૈધવ્ય પ્રાપ્ત થાય છે. માટે હે શારદા તને પણ એટલા ભવ સુધી વૈધવ્ય પ્રાપ્ત થવું જોઇએ, પરંતુ ઋષિના વચને તેં શિવભક્તિ કરી અને ઋષિની સેવા કરી તે ઋષિનું વચન સત્ય કરવા ખાતર હું તારાપર પ્રસન્ન થઇ કહું છું કે તારા પૂર્વ ભવનો સ્વામી દ્રાવિડ તને સ્વપ્નમાં મળશે. અને તને એક પુત્ર થશે. તેનું નામ સુખદાયક રાખજે. તારો પૂર્વનો સ્વામી ૩૬૦ યોજન ઉપર પાંચાળ દેશમાં જન્મેલો છે. હે શારદા, પુત્ર મોટો થાય

ત્યારે તું ગૌકરણની યાત્રા કરવા જજે. ત્યાં જતાં તને રસ્તામાં તારો સ્વામી મળશે. સ્વપ્ન સુખ તને અને તેને યાદ આવશે. તું તારૂં ઉમાઇશના વ્રતનું અર્ધ પુન્ય તેને પાણીની અંજલિ લઇ અર્પણ કરજે. એટલે તે તને સ્વીકારશે. એમ કહી દેવી અંતર્ધાન થઇ ગયાં. શારદા ગુરૂને ચરણે નમી હર્ષ પામી. પછી ગુરૂ વિદાય થયા. શારદા સ્વપ્ને સ્વામીનું સુખ લેવા લાગી. એમ કરતાં તેને આશા રહી. લોકો હાંસી કરવા લાગ્યા. પંચ ભેગા થઇ શારદાને શું શિક્ષા કરવી તે વિષે વિચાર ચલાવે છે તેટલામાં આકાશવાણી થઇ કે શારદા પવિત્ર છે, એ સતી સાધ્વી છે; એની નિંદા કોઇએ કરવી નહિ. એને માતાના વચનથી પુત્રની આશા રહી છે. જે શારદાની નિંદા કરશે તેની જીભ્હાના સાત કડકા થશે. આકાશવાણી સાંભળી શારદાના માતાપિતા તેની પવિત્રતા વિષે પંચને સમજાવવા લાગ્યા, પણ પચ તેમને નહિ ગણકારતાં વધારે નિંદા કરવા લાગ્યા. પછી ઇશ્વર કૃતિએ એમ બન્યુ કે જે લોકો શારદાની નિંદા કરતા હતા તેમની જીભ્હા કપાઇ ગઇ. ને તેથી શારદાના સત્યનો પ્રકાશ થયો. ને સહુ શારદાને નમ્યા.

**સાલવિકા**—વાહ ! કેવી પ્રભુની મહેર ! ને શિવભક્તિનો જય ! આ વાત તો ઘણી લાંબી જણાય છે.

**ચતુરિકા**—હા બહેન, સાંભળ. પછી શારદાનો પુત્ર મોટો થયો. તેને જનોઇ દેવરાવી શારદા યાત્રાએ નીકળી. માર્ગમાં તેને સ્વપ્નનો સ્વામી મળ્યો. અને એક બીજાને ઓળખ્યાં. પરંતુ તેના સ્વામીની પૂર્ણ ખાતરી ન થવાથી તે જરા વિચારમાં પડયો. એટલે શારદાએ, દેવીની આજ્ઞા પ્રમાણે, વ્રતનું અર્ધ પુન્ય પોતાના સ્વામીને અર્પણ કર્યું કે તુરત તેણે શારદાને સ્વીકારી, સાથે લઇ પોતાને દેશ જઇ સુખચેનમાં રહ્યો. ને આખરે ધર્મ નિયમ કરી બન્ને શિવપુરમાં ગયાં.

**માલવિકા**—વાર્તા તો બહુ સારી છે. બહેન સીમંતિની, ધીરજ રાખી તું તારૂં વ્રત કર્યા કર. અને તેથીજ પરમેશ્વર તારૂં ગયેલું સુખ પાછું આપશે, અને તારા પતિ ચંદ્રાંગદ તને પાછા મળશે.

**ચતુરિકા**—હા મારી વહાલી સખી, સત્યનો જય છેજ. દિલગીરી તજી જ્ઞાન માર્ગે લે. સંતોષ અને ભક્તિમાંજ સુખ છે.

**સીમંતિની**—ખરૂં છે મારી બહેનો, તમારી ધીરજથીજ અને ઇશ્વર ભક્તિથી હું મારૂં દુઃખ વિસારે પાડું છું અને કંઇક શાંતિ પામું છું. ચાલો હવે પૂજા સમય થવા આવ્યો છે. સોમવારનું વ્રત છે, તેથી નદીએ નહાવા જવું છે. વેળાસર જઇએ, અને ત્યાંથી માતાજી પાસે જઇશું.

**માલવિકા**—ચાલ બહેન, તું શાંતિમાં હોય, ત્યારે અમારૂં મન પણ ખુશીમાં રહે. માતાજી તો રાહ જોતાં હશે. માટે ત્વરાથી નદીએ જઇ નાહી, પૂજન કરી માતાજી પાસે જઇશું.



## પ્રવેશ ૭.

### સ્થળ—નૈષધ દેશમાં રાજ્ય મહેલ.

રાજા ચંદ્રસેન, રાણી યશવતી, પછીથી પ્રધાન, પછીથી ક્રૂરસેન.

**યશવતી**—આજ મારૂં જમણું ચક્ષુ કેમ ફરકે છે? આજ સવારની ઊઠી છું ત્યારના મને અશુભ શકુન થયાં કરે છે. તેનું શું કારણ હશે પ્રાણનાથ?

**ચંદ્રસેન**—પ્રિયા, એ તો વખતે દૈવગતિએ સર્વ અવયવો પો-

તાનું કામ કર્યા કરે. માટે મિથ્યા વહેમ લાવી હૃદય બાળવું એ સુજ્ઞ જનનું લક્ષણ નથી.

**યશાવતી**—પ્રાણનાથ, કહો કે ન કહો, પણ મારું મન તો મૂઝાય છે. સ્ત્રી જાતિને પુરૂષ જેટલી ધીરજ રહેતી નથી પ્રાણનાથ.

(પ્રતિહાર આવે છે.)

**પ્રતિહાર**—મહારાજ, વંદન કરૂં છું. મગધદેશથી જાસુસ પત્ર લઇને આવ્યો છે. તે આપની પાસે આવવા રજા માગે છે.

**ચંદ્રસેન**—બોલાવ તેને.

**યશાવતી**—આપણે આવ્યાને હજૂ પૂરા દશ દિવસ તો થયા નથી, એટલામાં શું હશે કે માણસ પાછળ ને પાછળ આવ્યું ? કાંઇ વિઘ્ન હશે કે કેમ ?

**ચંદ્રસેન**—પ્રિયા, તું આમ વહેમી ને અધીરી કેમ થઇ ગઇ ? તારા મનમાં આવા ખરાબ વિચાર ક્યાંથી આવે છે ? જે હશે તે હમણાં જણાશે. (જાસુસ આવે છે.)

**જાસુસ**—( નિઃશ્વાસ નાખતો નમન કરીને ) મહારાજ, આ પત્રિકા. (આપે છે.)

**ચંદ્રસેન**—( પત્ર લઇ ઉખેળી વાંચે છે.) અરે આ શું ? જાગું છું કે સ્વપ્નમાં છું ? નિદ્રામાં તો નથી ? હાય આશું ?

**યશાવતી**—પ્રાણનાથ શું છે ? કેમ કહેતા નથી ? અરે કહો તો ખરા શું કંઇ વિપરીત તો નથી ? કાંઇ વિઘ્ન તો નથી ? મારા મનમાં અનેક શંકા ઉત્પન્ન થાય છે.

**ચંદ્રસેન**—પ્રિયા શું કહું ? (પત્રની હકીકત કહે છે. રડે છે) અરે હાય ! આ ગેબની ગોળી ક્યાંથી ?

## ભૈરવીની ગજલ. ૬૮

ગયો તું પુત્ર ક્યાં મારા, કરીને હાય દુઃખીદારા.
મૂકીને વૃદ્ધ આ માતા, મૂકીને તાતને રોતા. ગયો. ૧
અરે ઇશા ન છાજે આ હર્યું ભોજન જમ્યા વિના,
લીધો તેં મુજ મન માળી, ગયો તું પુત્ર દઈ તાળી. ગયો. ૨
લખ્યા શા લેખ આ કર્મે, ભૂલ્યો શું પુત્ર તું ભરમે,
તજીદારા તજી માતા, તજી રાજ તજી પિતા. ગયો. ૩
લીધી તેં સ્વર્ગની વાટ નમેરો શું થયો ભ્રાત,
ઘટે ના આમરે જાવું, કર્યું શું પુત્ર તેં આવું. ગયો. ૪

**યશાવતી**—(રડે છે.) અરે પુત્ર, તારાં વૃદ્ધ માતા પિતાને છોડી તું ક્યાં ગયો? અરે વહાલા, તેં વહાલ કેમ વિસાર્યું?

## સોરઠો. ૬૮

અરે હાયરે હાય, હાય પુત્ર તું ક્યાં ગયો?
કર્યા વિયોગી હાય, નહિ આશા મળવા તણી. ૧
ખોળું પૃથ્વી પાતાળ, રસાતાળ જાઉં ખરે,
ચંદ્રાંગદ મુજ બાળ, તોએ તું મળશે નહિ. ૨
વેરી કરશે વાસ, લઇ તુજ વીરલા,
ઘરડાં માતને તાત, બંદીવાન બની જશે. ૩
ભર યૌવનનીમાંય, દયા તજી તું ક્યાં ગયો;
ગયો સ્વર્ગનીમાંય, બાળ નમેરો શું થયો. ૪

અરે પુત્ર હવે ક્યાં મળું? હવે ક્યાં જાઉં? શું કરું? શંકરા! હે શ્રીહરિ! હાય! (મૂર્છાખાઇ પડે છે.)

**ચંદ્રસેન**—અરે મારા વહાલા પુત્ર! તેં આ શું કર્યું?

[પ્રધાન આવે છે.]

**પ્રધાન**—મહારાજ, બહુ ખોટું થયું. ભાવિ પ્રબલ છે. કલ્પાંત છોડી દો. બાઇ સાહેબ શાંત થાઓ. સાવધ થાઓ.

[રાણી સાવધ થાય છે.]

(ક્રૂરસેન પોતાના સિપાઇઓ સહિત આવી રાજા રાણીને કેદ કરે છે.)

**ક્રૂરસેન**—અરે કેટલા વખતથી તલપી રહ્યો હતો કે ક્યારે રાજ લઉં? મારા ઉપર આજ પ્રભુ તુઠ્યો. આજ હવે આ રાજ મારૂં થયું. ગાદીએ બેસીશ. લહેર કરીશ.

**પ્રધાન**—અરે દુષ્ટ, આ દુઃખી થએલાં રાજારાણીને તું કેદ શા માટે કરે છે? અરે નિર્દય જરા દયા લાવ. તેની સંમતિથી સલાહ સંપે રાજ્ય કર.

**ક્રૂરસેન**—અરે મૂર્ખ, તારે પણ બકબક કરી સ્વાદ ચાખવો છે કે? સિપાઇઓ, આને પણ પકડો. ત્રણેને કેદખાનામાં લઇ જાઓ. ચલાવ જલદી. [સર્વે જાય છે.]



## પ્રવેશ. ૮

### સ્થળ—યમુના નદીનો ઘાટ.

સીમંતિની, માલવિકા, ચતુરિકા; પછીથી ચંદ્રાંગદ અને તેના અનુચરો.

**સીમંતિની**—સખી માલવિકા, આ નદીને કિનારે હું આવુંછું ખરી, પણ મારા મનમાં મારા સ્વામી વિષેનું દુઃખ તાજું થઇ આવે છે. અને બહેન પૂજન કરવામાં મન રહેતુંજ નથી. શું કરવું વહાલી?

**માલવિકા**—બ્હેન, ધીરજ ધરી, જે નિયમ લીધો છે તે કર્યાજ કર. વ્હાલી સખી, જેમ સોનાની કસોટી સોની કરે છે, તેમ તારી કસોટી પ્રભુ કરે છે. માટે બ્હેન ધીરજ રાખ. સત્યનો જયજ થશે.

**ચતુરિકા**—સખી, આપણે આપણી સખીને વારંવાર ધૈર્ય આપીએ છીએ ખરાં, પરંતુ આપણું મન ખિન્નતા છોડતું નથી. તો આપણી સખીનો શું વાંક કહાડવો?

**સીમંતિની**—બ્હેન, હવે હું નહાઇ લઉં. આજતો સોમ પ્રદોષનું વ્રત છે, તેથી સૂર્યનું પૂજન કરવું જોઇશે. સખી તમે મારી સાથે છો તે ઠીક છે, નીકર હું એકલી ઘણી મૂઝાઉ છું.

**માલવિકા**—બ્હેન સીમંતિની, નદીમાં નાહી આ કિનારે શિવાલય છે ત્યાં બેસી સૂર્યનું પૂજન કરજે તે તને ઘણું અનુકૂળ પડશે.

**સીમંતિની**—હા સખી, એમજ કરૂંછું.

(નાહીને પૂજા કરે છે.)

### અનુષ્ટુપ. ૭૦

રવિ ભાનુ જગત ચક્ષુ, ભાસ્કરો તું દિવાકર;
અર્યમા અગ્નિમિલે તું, આદિ દેવ પ્રભાકર. ૧
દિનકરો સૂર્યને ભાનુ, સર્વ સાક્ષી શિવોહર;
જગત્કર્તા જગત્ભર્તા, સર્વ સાક્ષી હરિહર. ૨
નિવારી સર્વ દોષોને, આત્મ મુક્તિ પ્રભુ કરો;
ભવો નિધિ વિભુ તારો, ભય ભીતિ સદાહરો. ૩
સર્વ સૃષ્ટિ તણા સાક્ષી, સર્વૌષધિ તમે પ્રભુ;
સૌભાગ્ય સંપત્તિ દાતા, તેજ બિંદુ નમું વિભુ. ૪

મીઠડું મહીલેવું, મહીલેવું–એ રાગ. ૭૧

મમ દીનકર દિવાકરરે વંદું વિભુ વસુ વિભુ વસુ.
ભાનુ રવિ ઉદય આર્યમા રે, વંદું વિભુ વસુ વિભુ વસુ.
અરૂણ સૂર્ય ઉદય આદિત્યરે, વંદું.
નમું નમું તને પ્રભાકરરે, વંદું.
જગ ચક્ષુ તમે દેવતાજરે, વંદું.
નમું અગ્નિમીલે સવિતાજરે, વંદું.
કરૂં દ્વાદશ નામથી સેવરે, વંદું.
કરો કૃપા તમે સત્ય દેવરે, વંદું.

બ્હેન, સૂર્યના બાર નામની પૂજા તો કરી રહી. હવે પરમેશ્વરની માનસિક પૂજા બાકી રહી છે.

**માલવિકા**—હા બહેન, જે કરવુ હોય તે નિવૃત્તિએ કરજે. અમે અહિંયાં બેઠાં છઇએ.

**સીમંતિની**—વારૂ, મારી વહાલી સખીઓ, તમારે લીધે હું મારૂં અધું દુઃખ વિસારે પાડુંછું.

(હાથ જોડીને સ્તુતિ કરે છે.)

### વસંતતિલકા. ૭૨

હે ઇષ્ટ દેવ શિવ શંકર વિશ્વ દેવા,
વંદી કરૂં નિયમથી તુજ નિત્ય સેવા;
આ જીવને નહિ તમેજ વિસારી દેશો,
હું છું દુઃખી ભવ વિષેથી ઉગારી લેશો. ૧
શ્રદ્ધા રૂપી નીર તને અરપી કરીને,

આ મન વેગ કુસુમો રહી છું ધરીને;
રે ભક્તિ મુક્તિ સુમતિરૂપ બીલી પત્રે,
પૂજું તને પશુપતિ તજી ક્રોધ અત્રે. ૨
રે જ્ઞાનરૂપ દીપને પ્રગટી પ્રભુ હું,
આ લોભ મોહરૂપ ધુપ ધરી નમુંછું;
આ દેહ ઇન્દ્રિ પ્રભુ હું ધરૂં ભોગ તુને,
દ્વિહસ્તને શિરધરી, કરૂં દાન હું તે. ૩
છે આ અસાર જગમાં, પ્રભુ સાર તારો,
સંસાર ચક્ર મહીં હું રહીછું. ઉગારો;
આપી સહુ સુખ હવે પ્રભુ દુ:ખ કાપો,
સૌભાગ્ય મારૂં ગયેલું, કરી મે'ર આપો. ૪

( આશ્ચર્યથી મનમાં ) અરે આ હું શું જોઉંછું ? કોઇ દેવ છે ? શું સૂર્ય દેવ ? શું વરૂણ કે શું પાતાળી નાગ કોઈ મનુષ્ય રૂપે હશે ? આ જળમાંથી એકાએક કોણ ઉપર આવે છે ? જાણે ચંદ્રાંગદ ભૂપ હોયની ! પણ તે તે ક્યાંથી હોય ? (પ્રાસન) સખી માલવિકા, સખી ચતુરિકા, આ વિચિત્ર દેખાવ હું એકલીજ જોઉંછું કે તમે પણ જુંઓ છો ?

**ચતુરિકા**—કેમ શું છે બહેન, શું વિચારમાં પડી છે ?

**સીમંતિની**—સખી, જોતો ખરી પેલા ઓવારા આગળ પ્રાતઃકાળમાં અરૂણ ઉદય થાય ને સૂર્ય ધીમે ધીમે ઊંચો આવતો જાય તેમ, જેમ લાકડામાં અગ્નિ પ્રસરી એકાએક જવાળા બહાર નીકળી આવે તેમ, આ કોઇ તેજસ્વી મૂર્ત્તિ નદીના નિર્મળ નીરમાંથી બહાર આવતી જણાય છે. બહેન, એ કોણ હશે ? કોઇ દેવ તો નહિ હોય ? જો એમ હોય તો હું જઇને પગે પડું ને મારૂં સુખ માગી લઉં.

**માલવિકા**--સખી સીમંતિની, ખરે લાગે છે તો કોઇ દેવ જેવો. પણ દેવ તો હોય નહિ.

**ચતુરિકા**—આ પુરૂષ કોઈ તેજસ્વી છે. આપણું મન એવી સાક્ષી પૂરે છે કે આ મનોહર મૂર્તિ આપણે જોઇ નહિ હોય શું !

**સીમંતિની**—સખી, મને પણ એમ લાગે છે. પણ બહેન,

**માલિની. ૭૩**

થઇ ગઇ મન ગાંડી, આ છબી જોઈ વહાલી,
બહુ બહુ હું વિમાસું, ચંદ્ર આ મુજ ભાળી.
મલિન મન ન મારૂં, સત્ય સાક્ષી ધરે છે,
અવર નર વિષેતો, ચક્ષુ આ ના ઠરેરે. ૧
નવ મના કદી ગાંડી, એ'ની હું એમ જાણું
રીત નિયમ નિશાની, જોઇને એ પીછાનો.
મમ મનડું પૂરે છે, સાક્ષી એ ચંદ્ર મારો,
પ્રભુ પરમ કૃપાળુ, સાહ્ય જો છે થનારો. ૨

**માલવિકા**--સખી, અમને પણ એજ વિચાર થાય છે કે એ કોણ હશે ?

**ચતુરિકા**--બહેન સીમંતિની, તું જો પૂજન કરી રહી હોય તો આ દહેરાના ઓટલા ઉપર આપણે ત્રણે બેસીએ, અને તેની ચર્ચા જોઇએ.

**માલવિકા**--હા સખી, એમજ કરીએ. અને પછી જોઇએ કે તે ક્યાં જાય છે ?

**સીમંતિની**--સખી ચાલો, હવે હું પણ પૂજન કરી પરવારી છું. તમારી મરજીને અનુસરી આપણે ત્રણે જણ શિવ દહેરાના ઓટલા ઉપર બેસીએ. (ત્રણે જણ બેસે છે.)

**માલવિકા**--બહેન ચતુરિકા, જાણે આપણી તરફજ આવવા માંડ્યું. જોતો ખરી.

**સીમંતિની**--હા સખી. એમજ છે. ઘોડાપરથી ઉતરી ત્રણે-જણ પગપાળા આ તરફ આવે છે.

**ચતુરિકા**—બહેન, આપણે હવે શાંત બેસી રહી શું થાય છે તે જુઓ.

**ચંદ્રાંગદ**—(રસ્તે ચાલતાં મનમાં)

મહેતાજી રે શું મહી મૂલ બતાવું-એ રાગ. ૭૪

બહુ શોભેરે નાજુક નાર રસીલી, રહી ભેખને યોગ ભીનેલી<br>
લટ છૂટીરે, રહ્યો પનગ વર લટકી, નથી નાકની માંહે નથની.<br>
શ્વેત વસ્ત્ર ધર્યાં છે અંગેરે, બેઉ સખીઓ રહી છે સંગેરે,<br>
નથી સૌભાગ્ય લક્ષણ અંગેરે<br>
નથી આંખોરે અંજનથી આંજેલી, રહી. ૧<br>
ખરી જોગણરે, મુખની મુદ્રા કેવી, જ્યમ તાપસી છે ઊભેલી,<br>
જાઉ મનનીરે હુંતો માજા મેલી, જોઇ પ્રાણ પ્રિયા સુખ વેલી.<br>
નથી ચાંદલિયો લલાટરે, કંઠે હાર રૂદ્રાક્ષની માળરે,<br>
તપ તેજ તણો નહિ પારરે,<br>
સતી શક્તિરે સામી આવી ઊભેલી, રહી. ૨<br>
જાઉ જોવારે મળું એહ રસીલી, મૃગનયની મન વસેલી,<br>
દીલ દાઝુંરે, કરમાઇ મુજ વેલી, થઇ માળી કરૂં ગત સેહેલી.<br>
જોઇ વ્યાકુળ થાઉ અપારરે, તન તાપ પીડે આ વારરે,<br>
થવા ચાસન મન વિચારરે,<br>
ચંદ્રમુખીરે, મદને લીધો ઘેરી, રહી. ૩

અરે શું હુંરે જાઇશ ધર્મને ચૂકી, વશ કર્યો મને શશિમુખી,
પ્રભુ શી તેં રે, એવી ગતિજ ચહેલી, તું ધીરજ આપજે વહેલી.
અંગ દુર્બળ મુખ દયાળરે, જોઇ ખિન્ન થાઉં આ વારરે,
પીડા અંતરમાંહી અપારરે,
દિલાસોરે આપું જઇ મન મેલી. રહી, ૪

નહિ! નહિ! મન, ધીરજ ધર. હમણા તારે પ્રગટ થવાનું નથી. પહેલાંથી માતા પિતાની સંભાળ લે કે જે તને દુનિયામાં ઇષ્ટરૂપ છે. પછી મોહપાશમાં બંધાઇ સ્ત્રી સુખની આશા રાખજે.

(આગળ ચાલી પાસે જાય છે.)

**સીમંતિની**—આ જેમ જેમ પાસે આવે છે તેમ તેમ તેની છબી વિષે મારા મનમાં શંકા થાય છે, કે જાણે ચંદ્રાંગદ, મારા શિરછત્ર ન હોય! એવું જણાય છે. રખેને તે હોય! અરે તે ક્યાંથી હોય? કદી પ્રભુએ મારૂં પતિવ્રત જોવા માયાવી પુરૂપ મોકલ્યો હશે. જે હોય તે. પ્રભુ, મારૂં સત્ય જાળવી નિશ્ચય બુદ્ધિ રાખવી તારે હાથ છે. કેમ સખી કોઇ બોલતાં નથી?

**માલવિકા**—બ્હેન, શું બોલીએ?

**ચતુરિકા**—હું તો દિંગ્ થઇ ગઇ છું.

**ચંદ્રાંગદ**—(પાસે આવીને)

મુજ ઉપર ગુજરી પિતા પાદશાહ જાણી—એ રાગ. ૭૫

કહો કોણ તમે છો, ક્યમ આવ્યા આ ઘાટે
શ્વેત વસ્ત્ર ધર્યાં છે અંગ તમે શા માટે.
કોમળ આ છે તમ કાય, તેજ વિણ કષ્ટે
કોણ પતિ માતને તાત કહોની પૃષ્ટે.

**સામંતિની—** શિખરિણી. ૭૬

અરે ઋષિ મુનિ, શશિધર તમે છો કંઇ ખરે
કહો સાચું સર્વે, શીદ સરવ વાતો પૂછી મને;
(સખીને) કહે સર્વે સાચું; પ્રિય સખી તું મારી દુઃખકથા,
કદી હોશે દેવા, દિલતણી ટળેરે સહુ વ્યથા.

સખી, મારા દુઃખની સર્વે કથા તુંજ કહે. દેવ હશે તો દુઃખ દૂર કરશે, બ્હેન. વિસ્તારથી હું મારી પોતાની મેળે કેમ કહી શકું? હું તો હવે મૂઝાઇ છું. ભાન ભૂલીછું.

**માલવિકા—**મહારાજ, મારી સખીના દુઃખની કથા સાંભળો.

**ગજલ. ૭૭**

સાંભળો તમે સત્ય કહું, મુજ સખી વૃતાંત.
ભોગવે ભેખ મારી, વહાલી વિના કાંત.
મગધ દેશ તણા ભૂપ, પ્રતાપી મહારાજ,
તેહની આ બાળ નામે, સીમંતિની આજ.
નૈષધપતિ નામ, ચંદ્રસેન ભૂપ
ચંદ્રાંગદ પુત્ર હતો, તેનો શૂરવીર
વરાવી તે સાથ મારી, આ સખીનેરે
જમવાને શ્વશુર ગૃહે, રહ્યો જમાત્ર તે.

**ચતુરિકા—** લાવણી. ૭૮

અરે ગયો તે રમવા વીર, ધીરને ધીર, યમુના તીર, મિત્રની સાથે,
ફરવાની મરજી કરી નદીને કાંઠે.
મૂક્યું ત્યાં તરતું નાવ, ફરવા માંડ્યું ધરી ભાવ,

મોકલશે થોડા દિનમાં તે, નિજપુર નૈષધ દેશ
ગઇ લક્ષ્મી પાછી મેળવશે, ટળશે તારા ક્લેશ. હવે. ૩
તુજ સ્વામી છે નેકી ટેકી, છોડવી જનની તાત,
વનિતા તુજને તે તેડાવી, દેશે સુખ અગાધ. હવે. ૪

માટે હે સતી, ધીરજથી દિવસો નિર્ગમન કર. (સેવકોને) ચાલો સેવકો આપણે હવે જઇએ. (ત્રણે જણ જાય છે.)

**સીમંતિની**—સખી, આ શું હશે? એતો ગયા. શું આ ખરૂં હશે? સખી સ્વપ્ન તો નથી?

**માલવિકા**—સિદ્ધપુરૂષના વચનો તો સાચાંજ હોય. બહેન, તે ઉપર ભરોસો રાખી દિવસ લેવા.

**ચતુરિકા**—ચાલો હવે, ઘેરથી આવ્યાને બહુ વાર થઇ છે. આપણે સત્વર જવું જોઇએ. માતાજી વાટ જોઇ રહ્યાં હશે.

**સીમંતિની**—ચાલો બહેનો. (સર્વે જાય છે.)



## પ્રવેશ ૯.

### સ્થળ—કેદખાનું.

રાજા ચંદ્રસેન, રાણી યશવતી, પછીથી ક્રૂરસેન; પછીથી અનુચરો.

**યશવતી**—(જાગ્રત થઇને) અરે આ હું ક્યાં છું? અરે મારો મહેલ ક્યાં? શું હું મારા પુત્રની ખોળને માટે કોઇ યમદ્વારમાં આવેલી છું? ના! ના! મારો ચંદ્ર આખી પૃથ્વીનું તેજ, તેને યમદ્વાર કેમ હોય? અરે મારા વહાલા પુત્ર! તું મને આ દુઃખના કૂપમાં મૂકી ક્યાં ગયો? જેમ ચંદ્ર વાદળમાં છૂપાય છે તેમ તું છૂપો રહ્યો. અરે!

તારા નામ પ્રમાણે, તારા સ્વભાવ પ્રમાણે, તારી શીતળતા ક્યાં ગઇ? અરે પ્રભુ, તેં મારો હૈયાનો હાર, આંખનું તેજ, જીવન આધાર કેમ છીનવી લીધો?

**ચંદ્રસેન**—અરે હાય! આ હીરા મોતીનાં કડાંને બદલે હે પુત્ર! તેં આ લોખંડની બેડીઓ જડાવી. હે પુત્ર! તારી ગેરહાજરીમાં તારા શત્રુએ આ તારાં દુ:ખી માતા પિતાને કેદી બનાવ્યાં. અરે મારા સિંહ, તું કઇ ગુફામાં સંતાયો? કે જેથી આ શિયાળ ફાળ ભરી રાજકર્તા થયું. અરે મારા કેશરી, તારા શિયાળ શત્રુનો નાશ કરવા કેમ તત્પર થતો નથી? અરે તું દયાહીન કેમ થયો? અરે તું ક્યાં ગયો? હાયરે પુત્ર!

**યશાવતી**—અરે પ્રભુ! મેં તે શાં શાં પાપ કર્યા હશે? કે મારે આ જન્મે આ બંદીખાનાનું દુ:ખ, આ પુત્રનો વિયોગ સહેવો પડયો; હે પુત્ર? આજ તારાં વૃદ્ધ માતા પિતાની પુખ્ત ઉમરે, સ્વર્ગવાસનો વખત છે તેવે વખતે, યુવાન બાળક તું ક્યાં ગયો? અરે દૈવ, તું અવળો કેમ થયો? ખરે, અવળી વાદળી વરસી, ખરે નેવનાં પાણી મોભે ચડ્યાં! અરે હું ક્યાં જાઉ, કેમ રહું? કેમ સહું? કોને કહું? અરે બાળક! અરે પાળક! અહો પુત્ર! આજ ત્રણ ત્રણ વર્ષથી આ દુ:ખ ભોગવતાં અમે હવે ઇશ્વરનું શરણ ઇચ્છીએ છીએ.

અચાનક આશો કોપ કીધોરે પ્રભુ—એ રાગ. ૮૩

અરે હાય પુત્ર તને હવે ક્યાં મળું.
દુ:ખ કૂપ માંહી પડી, દેહરે ગળું. અરે. ૧
વત્સથી વિખૂટી પડે જેમ ગાવડી,
પુત્ર ચંદ્ર વિના યશવતી બાવડી. અરે. ૨

રામરસ વિના નહિ ભોજનનો સાર,
ચંદ્ર પુત્ર વિના સૂનો મારો રે સંસાર. અરે. ૩
જળ વિના ત્રફડી મરેજ માછલી
તુજ વિના ત્રફડી મરૂં હું એકલી. અરે. ૪
દુઃખ દાવાનળ દવે હાય હું બળી
ચંદ્રાંગદ પુત્ર તને શાંતિ ક્યાં વળી અરે. ૫
હસ્તના મીઢળ તમે છોડ્યાં ક્યાં જઈ.
વેહેલ વરઘોડીયાંની સ્વર્ગમાં ગઇ. અરે. ૬
પરણી સજોડે પુત્ર પાછા ના ફર્યા,
ચોરીએ ચડંતા આડે સર્પ ઉતર્યા. અરે. ૭
રંક હાથ રત્ન હતું શું લીધું હરી
હાય હાય હાય દૈવે દયા ના ધરી. અરે. ૮
હાય પુત્ર મૂકી માત મૂકી તાતને
મૂકી બાળ પત્ની લીધી સ્વર્ગ વાટરે. અરે. ૯
શું વિલાસી મન હરિસુખમાં રમ્યું,
વધુતુ સૌભાગ્ય હરી સ્વર્ગ શું ગમ્યું. અરે. ૧૦

હાય હવે ક્યાં જાઉં ? ક્યાં ખોળું ? ક્યાં મળું ? ખરેજ ટળ-ળું, વલવલું, પરંતુ હે દૈવ તને દયા નથી. આ મારૂં દુઃખ કોને કહું ?

**ચંદ્રસેન—**અરે ચંદ્રાંગદ, તું જતાં સર્વ ગયું. કંઇ બાકી ન રહ્યું. રાજ ગયું, ને બંધીખાનું રહ્યું. અરે પુત્ર, તને શું થયું ? અરે પ્રભુ, ગજબ થયો ! કેર થયો ! ખરેજ તારો કોપ થયો. હું દીન થયો. અરે મારો પુત્ર ગયો.

## લલીત

ગજબ કારમો શો પ્રભુ કર્યો, દીનદયાળ શું દીન તેં કર્યો,
પ્રભુ કૃતિ ગતિ ના કળાયરે, પુત્ર શીદ ગયો હાય હાયરે. ૧
પરણીને લીધી સ્વર્ગ વાટરે, પરહરી ગયો માત તાતરે,
પરહરી પ્રિયા કેમ જાયરે, પુત્ર શીદ ગયો હાય હાયરે. ૨
જડી લીધી અરે બેડી હાથરે, દુઃખી કરી ગયો સર્વ સાથરે,
અધિક જીવ મારો મૂઝાયરે, પુત્ર શીદ ગયો હાય હાયરે. ૩
પરહરી ગયો પ્રાણ માહરા, સકળ ગુણ સંભારી તાહરા,
સિંહ સૂવાડીયો, ના સે'વાયરે, પુત્ર શીદ ગયો હાય હાયરે. ૪
દુઃખ તણો પ્રભુ ડુંગરો થયો, અરર હાથથી હીરલો ગયો.
સહુ તણું હરી સુખ જાયરે, પુત્ર શીદ ગયો હાય હાયરે. ૫

અરે પુત્ર તું જો હોય તો આ ક્રુરસેન નિર્ભયપણે ફરે ? રાજ્ય કરે ? ના ! ના ! સિંહના પંજામાં આવેલું શિયાળવું ક્યાં સુધી ટકી શકે ? શું કરૂં કે તે ક્રુરિયાએ બેભાન સ્થિતિમાં મને બંધન કીધો. નહિતો એ દુષ્ટનો અંત આવ્યા સિવાય રહેત નહિ. ( ક્રુરસેન આવેછે. )

**ક્રુરસેન—** અરે બુઢિયા, ' મિયાં પડે પણ તંગડી ઉંચી 'ની માફક શું પ્રમાદી ભાષણ લવ્યાં કરે છે ? તારા ચંદ્રાંગદને તો મારે વાસ્તેજ પરમેશ્વરે ડુબકી ખવાડી છે. હવે તે ક્યાંથી આવનાર છે ? આ બંદાના કર્મમાં રાજ્ય લખેલું તે મિથ્યા કેમ થાય ? હવે મારી સાહેબી જોતો જાને રોતો જા. હીરાના કડાંને બદલે લોઢાની બેડી કેવી શોભી રહી છે તેતો જો.

**ચંદ્રસેન—**અરે પાપી, બંદો કહેતાં ગધેડો. તે ખરેજ તારા ગુણ તેવા છે. અમો દુઃખીને દિલાસો દેવાને બદલે આવી પડેલી

રામરસ વિના નહિ ભોજનનો સાર,
ચંદ્ર પુત્ર વિના સૂનો મારો રે સંસાર. અરે. ૩
જળ વિના ત્રફડી મરેજ માછલી
તુજ વિના ત્રફડી મરૂં હું એકલી. અરે. ૪
દુઃખ દાવાનળ દવે હાય હું બળી
ચંદ્રાંગદ પુત્ર તને શાંતિ ક્યાં વળી અરે. ૫
હસ્તના મીંઢળ તમે છોડ્યાં ક્યાં જઈ.
વેહેલ વરઘોડીયાંની સ્વર્ગમાં ગઇ. અરે. ૬
પરણી સજોડે પુત્ર પાછા ના ફર્યા,
ચોરીએ ચડંતા આડે સર્પ ઉતર્યા. અરે. ૭
રંક હાથ રત્ન હતું શું લીધું હરી
હાય હાય હાય દૈવે દયા ના ધરી. અરે. ૮
હાય પુત્ર મૂકી માત મૂકી તાતને
મૂકી બાળ પત્ની લીધી સ્વર્ગ વાટરે. અરે. ૯
શું વિલાસી મન હરિસુખમાં રમ્યું,
વધુનુ સૌભાગ્ય હરી સ્વર્ગ શું ગમ્યું. અરે. ૧૦

હાય હવે ક્યાં જાઉં ? ક્યાં ખોળું ? ક્યાં મળું ? ખરેજ ટળ-ળું, વલવલું, પરંતુ હે દૈવ તને દયા નથી. આ મારૂં દુઃખ કોને કહું ?

**ચંદ્રસેન**—અરે ચંદ્રાંગદ, તું જતાં સર્વ ગયું. કંઇ બાકી ન રહ્યું. રાજ ગયું, ને બંધીખાનું રહ્યું. અરે પુત્ર, તને શું થયું ? અરે પ્રભુ, ગજબ થયો ! કેર થયો ! ખરેજ તારો કોપ થયો. હું દીન થયો. અરે મારો પુત્ર ગયો.

**અનુચર**—હા મહારાજ, એ એમ કહેછે કે આપણી વાડીમાં કોઇ પરદેશી વિના હુકમે આવીને પડેલ છે.

**ક્રૂરસેન**—એમ છે ? ત્યારે જલદી આવું છું. ચાલો પછી આ લોકની ખબર લઇશ.

( ક્રૂરસેન અનુચરો સહિત જાય છે. )

—○○○○—

## પ્રવેશ. ૧૦

### સ્થળ—નૈષધ દેશમાં રાજ્યવાટિકા.

ચંદ્રાંગદ, તેના દૂતો, માળી તથા વટેમાર્ગુ સ્ત્રી પુરૂષો.

**ચંદ્રાંગદ**—( મનમાં ) અરે આ પંથતો બહુ લાંબો લાગ્યો. તેનું કારણ ખરે મારી વહાલી પ્રિયાનો વિયોગજ છે. મન, હવે ધીરજ ધર. હવે તારો સ્વદેશ આવ્યો. હવે તું ગભરાઇશ ના. ધીરજ ધરી શત્રુનો નાશ કરી સુખની આશા બાંધ. ( ચાસન ) અનુચરો, આ સામી વાડી છે ત્યાં આપણે ઉતારો કરવાનો છે. ત્યાં દરવાન માળી પાસે દરવાજો ખોલાવી અંદર ચાલો.

**અનુચરો**—જેમ આજ્ઞા મહારાજ. ( માળીને ) અબે માલી, દરવાજા ખોલ.

**માળી**—( મનમાં ) અરે, આ નવતર માણસ કોણ છે ? જાણે મોટા દૈત્ય. ( ચાસન ) કેમ ભાઇ શું કામ છે ? આ ક્રૂરસેન જૂલમ ગુજારી રહયો છે ને વળી તમારૂં બાકી હોય તે તમે કરો.

**ચંદ્રાંગદ**—માળી, ગભરાઇશ ના. હવે ક્રૂરસેનની ખબર લેવા હું ચંદ્રાંગદ આવ્યો છું. દરવાજો ખોલ.

આફતમાં તેં અમને બંદીવાન કરી દુ:ખમાં વૃદ્ધિ કરી. અરે દુષ્ટ! ઘાયલ થએલા સિંહને બાંધી લેવામાં શું તું પુરૂષાર્થ સમજે છે? માંકડાની માફક ફાળ ભરી રહયો છે. પણ યાદ રાખજે કે તારાં કુકૃત્યોનો બદલો પરમેશ્વર તને આપશે.

**યશવતી**—અરે કંગાલ! મારો એકનો એક પુત્ર ઇશ્વરના કોપથી ખુટી જતાં તું હીચકારો રાજી થઇ અમને બાળવા આવ્યો છે? આ બંધ બાંધી કેદ કરી તું ધરાયો નથી? ભાઇ, તારૂં અમે શું બગાડયું છે?

**ચંદ્રસેન**—ક્રુરસેન, તેં જો સલાહસંપથી રાજ્ય માગ્યું હોત અને અમને દુ:ખમાં દીલાસો આપ્યો હત, તો તારૂં ભલું ગણાત; હું રાજ્ય આપત. પણ તેં દગો કરી બંદીવાન કરી રાજ્ય કરવાની હિંમત ધરી, એ તને, અને ક્ષત્રી જાતને લાંછન લગાડયું છે. ક્ષત્રી નામ બગાડયું છે. ધિક્કાર છે તને અને તારા હીચકારાપણાને;

**ક્રુરસેન**—તું તારા મનમાં શું સમજે છે? અરે દુષ્ટ જેમ આવે છે તેમ બકે છે. તે તારૂં મોત પાસે આવ્યું છે કે શું? પડયાં પડયાં જીવવું ન ગમતું હોય તો ચાલ, થા તૈયાર. આ જોઇ છે મારી તલવાર? એક ઘાએજ બે કડકા સમજજો.

**યશવતી**—ભાઇ તું શું અમને મારશે? અમને તો પ્રભુએ મારી મૂક્યાં છે. મારો ચંદ્રાંગદ જતાં અમે તો જીવ વિનાનાજ છીએ. ઘાતકી! તારે જે કરવું હોય તે કર. પરમેશ્વર અમારો સાથી છે,

(અનુચર આવે છે.)

**અનુચર**—મહારાજ પ્રધાનજી આપને બોલાવે છે.

**ક્રુરસેન**—કેમ શું કામ છે? કંઇ જરૂરી છે કે શું!

ભાઇ, હવે સત્વર તેનો કંઈ ઉપાય કરો, નીકર માતા પીતાનો માઠી દશા છે. લોકો કહેછે કે ક્રુરસેનની ક્રુરતાથી હવે તેઓ પ્રાણ ત્યાગ કરશે.

**ચંદ્રાંગદ**—અરે દુતો, તમે સત્વર જાઓ. નગર અહીંકે મહેલમાં જજો. અને રાજા ક્રુરસેનને કહેજો કે શરણ થા, નહીંતર યુદ્ધ કર.

**અનુચરો**—બહુ સારૂ મહારાજ. (બન્ને જાય છે.)

( રસ્તે જતાં સ્ત્રી પુરૂષો વાત કરે છે; તે ચંદ્રાંગદ સાંભળે છે. )

**૧ સ્ત્રી**—આજ આ વાડી કેમ ખુસ્લી છે.

**૨ સ્ત્રી**—બહેન, આજતો આપણને દેઠ પણેથી એ વાડીની સુગંધ આવી. તે ખુસ્લી છે, તેમાં બહેકે છે કે શું ?

**૧ પુરૂષ**—અરે બાઇઓ, એ તો આપણા ચંદ્રાંગદ કુંવર નાગલોકથી આવ્યા છે અને એ વાડીમાં ઉતર્યા છે.

**૨ પુરૂષ**—એ સુગંધી તો ચંદ્રાંગદે સાથે આણેલી કસ્તુરીની છે. અહીંથી તો શું પણ દશ યોજનથી તેની વાસ બહેકી રહી છે.

**૧ સ્ત્રી**—પણ ચંદ્રાંગદ તો બુડી ગયા હતા ને તે આવે ક્યાંથી ? તમને આ બધી વાતો કોણે કહી ?

**૨ પુરૂષ**—એ પાતાળે ગયા હતા. ત્યાં નાગદેવતા પ્રસન્ન થયા અને તેણે પાછા રાજ્યમાં મોકલ્યા એમ વાતો ચાલી રહી છે. અને તે વિષે અનુચરોના કહેવાથી સૌના જાણવામાં આવ્યું છે.

**૧ સ્ત્રી**—વારૂ ભલે મારા વીરા આવ્યા. હવે તો આપણા ભાગ્યનો ઉદય થયો પ્રભુ તુઠે ત્યારે કંઈ વાર છે? રામ રાખે તેને કોણ ચાખે ? બાણી ખુટેલુ પાછું ક્યાંથી મળે ! માળીનું કહેવું સાચુંજ હશે.

**માળી**—અરે કોણ ચંદ્રાંગદ ભાઇ ? તમે મને ઠગો છો. તેતો ગુજરી ગયા છે. તે હોય તો આ પાપી પગપેસારો કરે શું ? એના શું ભાર હતા ? અરે રામ ! એવા અમારા ભાગ્ય ક્યાંથી હોય કે ભાઇ ચંદ્રાંગદ જીવતા હોય ?

**ચંદ્રાંગદ**—અરે માળી, હું જ ચંદ્રાંગદ છું. તે સાચું માન. અને ભય તજી દરવાજો ખોલ.

**માળી**—(દરવાજો ખોલે છે. સહુ અંદર દાખલ થાય છે.) ખરે, આતો ચંદ્રાંગદ બાપા છે ને શું ? (હરખાઇને પડે છે.)

**શણગાર શુભ્રરે શવારનો—એ રાગ ૮૫**

સોનાનો સૂરજ ઉગીયો, ભાઇ સોનાનો સૂરજ ઉગીયો.
ભાઇ મોતીડે વરસ્યા મેહજો, ભાઇ ચંદર ઉગ્યોરે પૂનેમનો.
તેતો અંધકાર કરશે નાશ જો. ભાઇ સોનાનો સૂરજ ઉગીયો.
(હરખાઇને નાચે છે અને કૂદે છે.)

**ચંદ્રાંગદ**—અલ્યા માળી માતાપીતાની શું સ્થિતિ છે ? તે તો કહે. હર્ષ ઘેલો બન્યો છે કે શું !

**માળી**—ભાઇ, માતા પિતાની શું વાત પૂછો છો ? એમના દુ:ખની શું વાત કરૂં ?

**ગજલ ૮૬.**

દુ:ખીમાતા દુ:ખીપીતા.
થયો શત્રુ બહુ વીત્યાં.
લીધાં બાંધી બેભાનીએ,
ન રાખી કાંઇ બાકીએ.

**ચંદ્રાંગદ**—હા ભાઇ, સાંભળી તો ખરી. હવે તેનોજ ઉપાય આપ છે.

**માળી**—બાપુ, જરા પગ ચંપી કરૂં તો નિદ્રા આવી જશે. ( માળી ચંપી કરે છે. ચંદ્રાંગદ નિદ્રાવશ થાય છે. )

---

# પ્રવેશ ૧૧.

## સ્થળ—ક્રૂરસેનની કચેરી.

ક્રૂરસેન, પ્રમાદસિંહ, સૈન્યપાળ; પછીથી દૂતો.

**ક્રૂરસેન**—કેમ પ્રધાનજી, આજ આપણા ગામમાં શોર બકોર શેનો થઇ રહ્યો છે? અને તમે મને શા કારણથી અનુચર મોકલી ત્વરાથી બોલાવ્યો વારૂ? કંઇ સમજાયું નહિ.

**પ્રમાદસિંહ**—આપણા બંદીવાન ચંદ્રસેનનો પુત્ર ચંદ્રાંગદ નાગ લોકથી ઘણી સુગંધી લઇને આવ્યો છે, તેની પ્રશંસા ચાલી રહી છે મહારાજ.

**સૈન્યપાળ**—મહારાજ, કુંવર આવ્યા છે તેથી લોકો આપની વિરૂદ્ધ ઉશ્કેરાયા છે. તેથી મને ધાસ્તી લાગે છે. એ સુગંધીની ખુશબો દશ યોજન સુધી ફેલાય છે, એમ કહે છે. (કોળાહળ થાય છે.)

**ક્રૂરસેન**—હા, તેજ આ સારી વાસ આવતી હશે. વળી આ કોળાહળ શેનો થાય છે? રખેને ચંદ્રાંગદ હુમલો કરે!

**પ્રમાદસિંહ**—અરે, આ કોણ અંદર ધસી આવે છે? (જુએછે.) અરે, આતો કોઇ ભૂત જેવો છે. ( ધ્રુજે છે. અનુચરો આવે છે. )

**કર્કોટક અને દમનક**—અબે ક્રૂરસેન, ચંદ્રાંગદ કુવર આયે હે. બગીચેમે ઉતારા કીયા હે. તુમકું કીલાયા હે કે લડનેકુ આ ઓર તાબે હોજા.

**૧ પુરૂષ**—હારે હા. તદન સાચું છે. કુંવરને મેં મારી નજરે જોયા તે નહીં ? એવું તે કંઇ ખોટું હોય ?

**૨ સ્ત્રી**—બેન, એટલાં આ રાજ્યનાં પુન્ય. બાકી પીટયા ક્રૂરે તો કેરજ વર્તાવ્યો. કોઇ વહુ દીકરીને ઘરથી બહાર જવાનો રસ્તોજ રાખ્યો નહિ. પ્રભુનો પાડ માનો કે આપણા રાજકુંવરને સજીવન રાખી પાછા આપણી સંભાળ લેવા મોકલ્યા. બેન, આપણાં ભાગ્ય ખુલ્યાં.

**૩ સ્ત્રી**—હા બ્હેન ક્રૂરસેને રાજ્ય લીધું ત્યારેજ આ ૬૦ વર્ષે પાણી ભરવાં પડે છે તો. ચંદ્રસેનના રાજ્યમાં કેવી મઝા હતી.? સ્ત્રી જાતિનું નામજ લેવાતું નહોતું. તે પાછું હવે ઇશ્વરે તે સુખ આપ્યું તો તેનો આભારજ તો ! પ્રભુ તો દયાળુ છે.

**૪ સ્ત્રી**—એ તો જાણે રામનુંજ રાજ્ય હતું.

**૫ સ્ત્રી**—પરમેશ્વર જેમ રાખે તેમ રહેવું. આતો પીટયો જાણે રાવણ. પીટયો મરતોએ નથી. ( કડાકા ફોડે છે. )

**૩ પુરૂષ**—બાઇઓ, હવે તો તે બે દિવસનો મેમાન છે. આયુષ્ય હોય તો બચે. નહિ તો રામ રામ. હવે ચંદ્રાંગદ સામે તે ટકી શકે તેવી આશા રાખશોજ ના.

**૨ પુરૂષ**—હવે તો આપણા સુખનો સૂર્ય ઊગવા માંડયો છે.

**ચંદ્રાંગદ**—( એકલો ) શું આ દુષ્ટે દુષ્ટતા કરી મૂકી છે ? ધિક્કાર છે તેને ! અરે માળી, આ બિછાનું નાંખી આપ. બન્ને દૂતો ગયા છે. તેટલામાં હું જરા સૂઇને આરામ લઇ લઉ.

**માળી**—લ્યો બાપા, પથારી પાથરી આપું, પણ તમે બધા લોકોની વાતો ક્રૂરસેન વિષેની સાંભળી કે ?

**ચંદ્રાગદ**—હા ભાઇ, સાંભળી તો ખરી. હવે તેનોજ ઉપાય થાય છે.

**માળી**—બાપુ, જરા પગ ચંપી કરૂં તો નિદ્રા આવી જશે.
( માળી ચંપી કરે છે. ચંદ્રાંગદ નિદ્રાવશ થાય છે. )

---

## પ્રવેશ ૧૧.

### સ્થળ—ક્રૂરસેનની કચેરી.

ક્રૂરસેન, પ્રમાદસિંહ, સૈન્યપાળ; પછીથી દૂતો.

**ક્રૂરસેન**—કેમ પ્રધાનજી, આજ આપણા ગામમાં શોર બકોર શેનો થઇ રહ્યો છે? અને તમે મને શા કારણથી અનુચર મોકલી ત્વરાથી બોલાવ્યો વારૂ? કંઇ સમજાયું નહિ.

**પ્રમાદસિંહ**—આપણા બંદીવાન ચંદ્રસેનનો પુત્ર ચંદ્રાંગદ નાગ લોકથી ઘણી સુગંધી લઇને આવ્યો છે, તેની પ્રશંસા ચાલી રહી છે મહારાજ.

**સૈન્યપાળ**—મહારાજ, કુંવર આવ્યા છે તેથી લોકો આપની વિરૂદ્ધ ઉશ્કેરાયા છે. તેથી મને ધાસ્તી લાગે છે. એ સુગંધીની ખુશબો દશ યોજન સૂધી ફેલાય છે, એમ કહે છે. (કોળાહળ થાય છે.)

**ક્રૂરસેન**—હા, તેજ આ સારી વાસ આવતી હશે. વળી આ કોળાહળ શેનો થાય છે? રખેને ચંદ્રાંગદ હુમલો કરે!

**પ્રમાદસિંહ**—અરે, આ કોણ અંદર ધસી આવે છે? (જુએછે.) અરે, આતો કોઇ ભૂત જેવો છે. ( ધ્રુજે છે. અનુચરો આવે છે. )

**કર્કોટક અને દમનક**—અબે ક્રૂરસેન, ચંદ્રાંગદ કુંવર આયે હે. બગીચેમેં ઉતારા કીયા હે. તુમકું કીલાયા હે કે લડનેકું આ ઓર તાબે હોજા.

**સૈનપાળ**—મહારાજ, શરણેજ થાઓ. સૈન્યનું કંઇ ઠેકાણું નથી. નકામા માર્યા જઇશું.

**પ્રમાદસિંહ**—અરે હું તો બીઉંછું! આ ખવીસ જેવા બે છે તે આપણા ત્રણે જણની ડોક મરડી નાંખશે. ( ક્યાંક માંરી સંતાવા કરે છે. )

**ક્રૂરસેન**—અરે નિર્બળ અમલદારો, આટલું આટલું લુંટાવ્યું, આટલું આટલું ખવરાવ્યું, છતાં અત્યારે મારી સહાયે કોઇ નથી. ધિક્કાર છે નિમકહરામીઓને!

**કર્કોટક** } **દમનક** —અબે ક્રૂરસેન! તાકીદસે જવાબ દે. એક ગદાસે તેરા ચૂરા હોજાયગા.

**ક્રૂરસેન**—અરે રાક્ષસો! ક્ષમા કરો. મહારાજ ચંદ્રાંગદને કહો તમારો શરણાંગત છું, અને તમારા માતા પીતાને લઇ હમણાં સામૈયું કરવા આવું છું. અને તમે નગારાં નિશાન સહિત આવી તમારૂં રાજ્ય સંભાળી લ્યો.

**કર્કોટક** } **દમનક** —યાદ રખ! અબીકે અબીન આયા તો તેરા નાશ હો જાયગા ( પગ પછાડી જાય છે. )

ક્રૂરસેન— ચાલો ત્યારે હવે, ચંદ્રસેન તથા યશાવતીને બંધનથી મુક્ત કરીએ. અને તેમની સાથે વાજતે ગાજતે જઇ ચંદ્રાંગદને શરણ થઇએ. ( સૌ જાય છે. )

---

## પ્રવેશ ૧૨.

### સ્થળ—રાજવાટિકા.

ચંદ્રાંગદ, રાક્ષસો તથા પાછળથી ક્રુરસેન, ચંદ્રસેન, યશાવતી વિગેરે.

**ચંદ્રાંગદ**—હજુ દૂતો કેમ ન આવ્યા? વાર તો બહુ લાગી.

**કર્કોટક** } —( આવીને ) મહારાજ, આપકા હુકમ ઉઠાકે પીછા
**દમનક** } હાજર હો ગયા હું.

**ચંદ્રાંગદ**—કેમ રાક્ષસો શું કરી આવ્યા?

**દમનક**—મહારાજ, ક્રુરસેનકું મારના ઇસમેં કીતની દેર? જરા ખખડાયા કે તુરત ઉનકી ધોતી છૂટ ગઇ.

**ચંદ્રાંગદ**—કોણ કોણ હતા? એકલો હતો કે પ્રધાન વિગેરે મંડળ હતું?

**કર્કોટક**—મહારાજ, જેસા જલ તેસી મચ્છી. પ્રધાન વિગેરે સબ સભાજન થે. લેકીન રાજાકું એક બાજુ ઉપર રખે એસે એ લોક થે.

**ચંદ્રાંગદ**—વારુ, જવાબ શું કહ્યો તે તો કહો.

**દમનક**—મહારાજ, ઓ આપકા ગુલામ હોકર આપકે માતા પિતાકું બંધનમેંસેં મુક્ત કરકે સબકું લેકર આપકે ખાતર સામૈયા કર કર આપકું બોલાનેકું આતા હૈ.

( નગારાનો, દુંદુભિનો અવાજ સંભળાય છે. )

**ચંદ્રાંગદ**—ત્યારે શું આ દુંદુભિનો ગગડાટ સંભળાય છે તે ક્રૂરસેન આવે છે તેનોજ છે કે શું?

**ક્રૂરસેન**—( ચંદ્રાંગદના પગમાં પડીને ) ભાઇ ચંદ્રાંગદ, હું તારો અપરાધી થયો છું. મને હવે માફ કર. હું તારે શરણ છું.

**ચંદ્રાંગદ**—અરે દુષ્ટ, તેં મારા નિરપરાધી માતાપિતાને આટલું દુઃખ આપ્યું ને હવે તું મારે શરણે આવ્યો છે, દુષ્ટ હું તો શું, પણ તને પરમેશ્વર પણ માફ કરશે નહિ.

**ક્રૂરસેન**—મહારાજ ચંદ્રાંગદ, હું દુષ્ટબુદ્ધિ પાપે ઘેરાયો તો હવે ઉગારો.

**ચંદ્રાંગદ**—ક્રૂરસેન, મારા માતપિતા ક્યાં છે ?

**ક્રૂરસેન**—આ તેઓ આવ્યાં આવે છે.

( ચંદ્રસેન તથા યશવતી આવે છે. )

**ચંદ્રાંગદ**—( માતા પિતાને પગે લાગી ) માતાજી પિતાજી, પ્રણામ કરૂં છું. આપ બહુ દુઃખી થયાં.

**ચંદ્રસેન**—ભાઇ ચિરંજીવી થા. અમારા દુઃખનું શું પૂછવું ? પણ હવે તેનો છેડો આવ્યો.

### માલિની. ૮૭

ખૂશી ખૂશી ખૂશી આજે, સ્વપ્ન કે સત્ય જોઉં
અકળ ગતિ પ્રભુની, જોઇને મન મોહું.
નથી નથી નથી સ્વપ્નું, પુત્ર એ ચંદ્ર મારો,
સહુ સુખ પ્રભુ મારૂં, દુઃખનો એ વિસામો. ૧

**યશવતી**—ભાઇ, હવે દુઃખનો અંત આવ્યો છે. અને

### આશ તનમાં મનમાં ભર્યો છે ઠર્યો છે—એ રાગ. ૮૮

મારા પ્રભૂની વિભૂતી મેહેર તો છે થઇ સુખ થયું દુઃખ વામી.
વળી ચંદ્રાંગદ પુત્રને લાવી ( ૨ ) બંધન નાંખ્યા છે કાપી. મારા. ૧
બાળક મૃગલું ચક્ષુએ મોરી, જીવન જીવની દોરી
પ્રાણનું દાન તો હે પ્રભુ આપી, ચક્ષુ આપ્યાં છે અંધ ટાળી. મારા. ૨
સૂર્ય ઉદય આજ સુવર્ણ જાણી, લઉં મોતીડે વધાવી,
જન્મ ગણું કે લગ્ન ગણું વળી, ફરી જન્મ સુત જાણી. મારા. ૩
સ્વર્ગ તણાં સુખ આજ તો આપી, ધન્ય ઘડી આજ આવી,
આનંદ પૂરની હૃદય સરિતા, ઉછળતી વેગ લાવી. મારા. ૪
ગ્રાહ ગળંતો ગજને મૂકાવી, દયા સુધન્વાની આણી
તેમ આ પુત્રને લીધો ઉગારી, ધન્ય પ્રભુ બલિહારી. મારા. ૫

**ચંદ્રાંગદ**—હા, માતાજી, પ્રભુએ મોટી મહેર કરી કે આપણે બધાં પાછાં મળ્યાં. ( સિપાઇઓને ) આ ક્રૂરસેનને પકડી કેદખાને લઇ જાઓ. અને હું અત્યારે મગધદેશ પત્ર લખું છું તે લઇ જવા એક સ્વાર તૈયાર કરો.

**સિપાઇઓ**—બહુ સારૂં મહારાજ. ( ક્રૂરસેનને સિપાઇઓ બાંધીને લઇ જાય છે. સર્વે જાય છે. )

---

# અંક ત્રીજો.

---

## પ્રવેશ. ૧

### સ્થળ—મગધદેશમાં રાણીવાસ.

રાણી સત્યવતી, રાજા ચિત્રવર્મા, સીમંતિની, તેની સખીઓ, પછીથી ચંદ્રાંગદનો સિપાઇ.

**સત્યવતી**—બહેન સીમંતિની આજે સોમપ્રદોષ છે તેથી હું તારી રાહ જોઇને બેઠી કે સીમંતિની નદીએથી આવે ત્યારે જમવાની તૈયારી કરૂં. કેમ બહેન, આજ તને આવડી વાર લાગી ? સીમંતિની, મને આ પ્રસંગે યાદ આવ્યું છે કે તું ગયે સોમવારે પણ મોડી આવી હતી. તેનું કારણ મને માલવિકાએ થોડું ઘણું કહ્યું છે, પણ હવે તું વીગતથી કહે.

**માલવિકા**—માજી, રોજ કરતાં આજ વાર લાગી એ આપ ખરૂં કહો છો. જરા પૂજનમાંજ વધારે વખત લાગ્યો છે. પરંતુ તે દિવસ મોડાં આવ્યા તેનું કારણ ?

**સીમંતિની**—માજી, તેનું કારણ એ કે શિવાલયની પગથાળ ઉપર બેસી અમે તેની પૂજા કરી રહી કે તુરતજ જાણે જળના દેવ ઉપર આવ્યા હોયની તેમ નદીમાંથી કોઇ ત્રણ પુરુષ નીકળ્યા.

**ચતુરિકા**—માજી, તેઓમાંના એક આપણા જમાઇ ચંદ્રાંગદજ હોયની એવા લાગતા હતા. મારા મનમાં તો લાગ્યું કે તેજ હશે. માજી, તેનું તેજ અપૂર્વ હતું.

**માલવિકા**—જાણે, કોઇ મહાપુરુષ ન હોય ?

**સીમંતિની**—અને વળી અમારું નામ વગેરે પૂછી જોયું. પારકા આદમીને તેનો શું જરૂર હોય વારુ ?

**ચિત્રવર્મા**—પછી તે તને કહ્યું કે સીમંતિની ?

**સીમંતિની**—હા, પિતાજી તે કોઇ સિદ્ધ પુરુષ જેવો લાગ્યો. તેથી અમે તો બધી હકીકત કહી.

**ચતુરિકા**—તેણે મારી સખીના વૈધવ્ય વિષે પૂછ્યું. ત્યારે અમે તે પણ કહ્યું. અમારા મનમાં આશા થઇ કે તે કંઇ દુઃખ દૂર કરશે.

**સત્યવતી**—રખેને કોઇ દેવ સીમંતિનીનું પારખું જોવા આવ્યા હોય ? પછી તેણે તમને કંઇ જવાબ દીધો ?

**સીમંતિની**—હા માજી. જવાબ સારો દીધો. સખી તું તે વિષે માતા પિતાને નિવેદન કર.

**માલવિકા**—માજી, તેણે કહ્યું કે, હું સિદ્ધરૂપે ફરતો ફરતો અત્રે આવ્યો છું. સ્વર્ગ પાતાળ બધે ફર્યો. સ્વર્ગમાં સીમંતિનીના પતિવ્રતની પ્રસંશા ચાલી રહી છે. થોડા દિવસમાં તેના સ્વામી નાગલોકથી નૈષધ દેશ જશે. ત્યાં તેના શત્રુને હણી પછી ચંદ્રાંગદ આપણી સીમંતિનીને તેડાવશે.

ચિત્રવર્મા—શું આટલી બધી વાત કરી ! એતો કંઇક નવાઇ જેવું.. ખરે કંઇ ચમત્કાર હોવો જોઇએ. અથવા તે પોતે ચંદ્રાંગદ હોય અને તે ગુપ્ત વેશે રહ્યા હોય એમ પણ બને.

માલવિકા—મહારાજ, અમને તો ચંદ્રાંગદજ હોય એમ લાગ્યું.

( દાસી આવે છે. )

દાસી—બાઇ સાહેબ, નૈષધ દેશથી રથ, સ્વારો વિગેરે આવ્યા છે, તેમાંનો એક અનુચર કાગળ લઇ આવવા માગે છે.

ચિત્રવર્મા—( વિસ્મય થઇ ) શું નૈષધદેશથી ! કોણ છે કોણ છે ? જે હોય તેને બોલાવ.

દાસી—બહુ સારૂ મહારાજ, જેમ આજ્ઞા. ( દાસી બોલાવવા જાય છે. સ્વાર આવી સલામ કરે છે. )

સ્વાર—મહારાજ, આ કાગળ આપને માટે લાવ્યો છું.

ચિત્રવર્મા—( કાગળ વાંચે છે. )

## ઠુમરી. ૮૯.

મગધદેશ મહારાજને પ્રણામી
ચંદ્રાંગદ હું લખું છું શિરનામી.
તાત હું બૂડ્યો અતીવ દુઃખ પામી. મગધ' ૧
ગયો હું પિતા પાતાળ જળ અગાધ,
પડ્યો હું છૂટો ન મળે મિત્ર સાથ,
કહો કોણ પ્રભુ વિણ ગ્રહે હાથ મગધ. ૨
રમે ભમે નીરમાં પનગ નારી,
વાત પૂછી મને લીધો ઉગારી,
નમ્યો હું ચરણ કમળ વારી વારી. મગધ. ૩

કરી છે કૃપાય શિવ સેવક જાણી,
ગણી વીર આપી ધીર દયા આણી,
આપ્યું માન પાન ભક્ત હું પ્રમાણી. મગધ. ૪

મને તો કર્યો વિદાય નૈષધ દેશ,
આપ્યાં અશ્વ ભૂષણ પ્રસન્ન થઈ શેષ,
લીધું રાજ્યપાટ મારું હે નરેશ. મગધ. ૫

થાઓ આપ આજ ખુશી વાત જાણી,
અખૂટ લક્ષ્મી મને આપી મેહેર આણી;
સખું ? મોકલો સીમંતિનીજ શાણી. મગધ. ૬

કરશો ના વિલંબ તાત હવે ઝાઝો,
કરવાને વિદાય તો કૃપાળુ થાજો;
હવે દિન જાય વર્ષના સમા જો. મગધ. ૭

અરે, પ્રભુ તારી કૃતિની કોઈને ખબર નથી. મેરૂનું તરણું, તરણાનો મેરૂ, તુંજ કર્તા છે. ગયેલું રત્ન તેં પાછું મેળવ્યું, તેથી તારો અપાર ઉપકાર છે. ( સત્યવતીને ) પ્રિયા, સીમંતિનીને સોળ શણગાર ધારણ કરાવ. હવે સીમંતિનીના સૌભાગ્યનો ઉદય પ્રભુએ કર્યો.

**સત્યવતિ**—અરે પ્રાણનાથ, પ્રભુએ આપણને કૃતાર્થ કર્યા બેન સીમંતિની, હવે તું આ વસ્ત્રાલંકાર ધારણ કર અને પ્રભુનો ઉપકાર માની સુખી થા.

**સીમંતિની**— શું સ્વપ્ન જેવી વાત ખરી પડી ? અહો કૃપાળુ પ્રભુ, તું મારા પર કૃપાવંત થયો ખરો ( હર્ષથી શણગાર ધારણ કરે છે. ) સખીઓ, આજ મારૂં ભાગ્ય ઉદય થયું.

**માલવિકા**—બ્હેન, જે આપણને શંકા હતી તેજ ખરી પડી. સિદ્ધરૂપે ચંદ્રાંગદ પોતેજ હતા. બ્હેન તું સુખી થા. તારી પવિત્ર ભક્તિએ પ્રભુ તને સહાય થયો.

**ચિત્રવર્મા**—હાલી આ વૈધવૈદ્યના રસાલાને ખાવાપીવા વગેરે પૂરૂં પાડવા પ્રધાનજીને કહો. અને કહેજો કે તેની વિદાયગીરી માટે સત્વર તૈયારી કરે, કારણ કે કાલ સવારમાં સીમંતિની બ્હેન સહિત અત્રેથી અમે સર્વ વિદાય થઈશું. (રાણીને) કેમ પ્રિયા! એમજ કે. કંઈ ફેરફાર કરવો છે?

**સત્યવતી**—પ્રાણનાથ, ઠીક વ્યવસ્થા કરી. સીમંતિની સાસરે જાય એ દિવસ ક્યાં હતો? પ્રાણનાથ આ ખુશીના પ્રસંગે બંદીવાનોના બંધ છોડાવો, ને દાન અપાવો (સીમંતિનીને) બ્હેન, તારે રોકાવું છે કે ત્વરાથી જવું છે?

**સીમંતિની**—જેમ આપ માત પિતાની મરજી.

**સત્યવતી**—બ્હેન, હવે તું સુખેથી કાલે જવા માટે તૈયારી કરવા માંડ. મહારાજ, હવે ખુશી ખુશાલીએ સર્વે ભોજન કરી લઈએ.

**ચિત્રવર્મા**—હા ચાલો, વળી કાલે સવારે વેળાસર તૈયાર થઈ રહેવું પડશે. માટે જમીને નિશ્ચિંત થઈ રહીએ. વહેલાં ઉઠી ચાલીશું.

**સત્યવતી**—હા પ્રાણનાથ, ઘણુ વર્ષે આજેજ હું તો નિરાંતે નિદ્રા લઈશ. (સીમંતિનીને) બ્હેન, અમે જઈએ છીએ. તું વહેલી આવી પહોંચજે.

**સીમંતિની**—બહુ સારૂં માજી.

( રાજા રાણી જાય છે. દાસી આવે છે. )

**દાસી**—બહેન સીમંતિની આ એક પત્રિકા નૈષધ દેશના સ્વારે આપને આપવા કહ્યું છે. માતા પિતા ભોજન અર્થે પધાર્યાં અને આપને એકલાં જોઇને હું અહિં આવી છું ( કાગળ આપે છે. )

**સીમંતિની**—એ વિચાર ઠીક કીધો, દાસી એવી દીર્ઘદૃષ્ટિ પહોંચાડી તે ઠીક કીધું. ( પત્ર વાંચે છે. )

**લાવણી. ૯૦.**

જોગણુ રૂપે જોઇ પ્રિયાને, સિદ્ધ સ્વરૂપે હું આવ્યો;
ધ્યાન ધરંતી નિજ પ્રિતમનું, છબી જોઇને મન ભાવ્યો.
જેને જાણ્યો જોગી વહાલી, તે ભોગી તો હું તારો;
શિયળ સાધવી સમજાવી મેં, ધીરજ દીધી તે સંભારો. ૨
નેકી ટેકી નિયમ ધારી, તું વહાલી વનિતા મારી;
આવી મળ તું વેગે વ્હાલી, થાઉ સુખી દુખ વિસારી. ૩
ભેખ ઉતારી ભૂષણ ધારી, ધર પ્યારી શૃંગાર હવે;
આ સંસારે સાર પ્રભુનો, એજ મુખે ઉચ્ચાર ભવે. ૪
રૂઠયા તુઠયા રામ હવે છે, દુઃખ સર્વેનું દુર કરી;
સુખી સીમંતિની થાતું હાવે, મુજ સુખમાં સંભારી હરિ. ૫

સખીઓ, ખરેખર આજ તો મારે મન હર્ષનો પાર નથી. સ્વામીનાથના હસ્તાક્ષર જોઇ હું તો હર્ષ ઘેલી બની છું. અહા પ્રભુ, તારી અખુટ કૃપાની છાયા હું દીન પુત્રી ઉપર છવાઇજ રહી છે

**ગીતી. ૯૧**

ભાગ્ય ઉદય કરી મારૂં, ટાળ્યું દુઃખ તેં તારી ત્રિપુરારી;
ભાવિ ભવનું મિથ્યા, તુજ કૃપાથી થયુંજ મુરારી. ૧

તુજ છાયા માયામાં, નિશદિન રાખી રક્ષણ તો કરજે;
નીતિ માર્ગ બતાવી, પતિવ્રત પાલન સાહ્ય તું જ થજે.

**ચતુરિકા**—સખી, તું સુખી સાસરે જઇશ, તેથી અમને તો હર્ષ ને શોક બે છે.

**માલવિકા**—બહેન, અમને જરાએ ગમશે નહિ હાં. કોઇ દિવસ અમને યાદ કરજે.

**સીમંતિની**—સખીઓ, તમને હું જરાએ વિસારિશ નહિ. તમો કાગળ લખી નિરંતર મળજો. હાથનું આળસ કરશો નહિ. પણ હાલતો થોડા દિવસ, માતાજી વિગેરે નૈષધ દેશ આવે છે, તેની સાથેજ આવજો.

**માલવિકા**—બહેનો, હવે માતુશ્રી રાહ જોતાં હશે, માટે વેળાસર ચાલો.

**સીમંતિની**—હા ચાલો જઇએ.

(દાસી સહિત ત્રણે જાય છે.)

---

## પ્રવેશ ૨.

### સ્થળ નૈષધ દેશમાં રાજાની કચેરી.

રાજા ચંદ્રસેન, રાણી યશવતી, ચંદ્રાંગદ, ભાટચારણો, દરબારીઓ વિગેરે.

**ચંદ્રસેન**—પ્રધાનજી, ઘણા વર્ષ સધી મેં બંદીખાનું ભોગવ્યું. આજ મારા પુત્રને લીધે આ સુખનો દિવસ પ્રાપ્ત થયો છે. હવે હું વૃદ્ધ થયો છું, એટલે આજ શુભ દિવસ છે તેથી પુત્રનો, રાજ્યા-

ભિષેક કરી હું અને રાણી બન્ને તપોવનમાં તપ કરવા જવા ઇચ્છીએ છીએ. કેમ ભાઇ ચંદ્રાંગદ, તું શું કહે છે.

**ચંદ્રાંગદ**—પિતાજી, ઘણા દિવસ દુઃખ વેઠયું. તો હવે થોડો વખત તમારા પુત્રની સેવા ચાકરીનું સુખ લઇ પછી જે ઈચ્છા હોય તે કરજો.

**ચંદ્રસેન**—ના મારા વહાલા પુત્ર, મારી ઇચ્છા તો તું રાજ્ય કર અને હું ઇશ્વર સ્મરણ કરૂં એજ સુખ, અને શાન્તિ ભોગવ-વવાની છે.

**ચંદ્રાંગદ**—પિતાજીની જેમ ઇચ્છા. આપનું મન દુભાવી સાંસારિક કાર્ય કરાવવાની મારી ઇચ્છા નથી

**ચંદ્રસેન**—પ્રધાનજી, હવે કુવરને તાજ પહેરાવી ગાદીએ બેસાડો. આજ શુભ દિવસ જવા દેવો નહિ.

**પ્રધાન**—મહારાજ, આવે પ્રસંગે રાજમાતા આવી પોતાને હસ્તે મુકુટ પહેરાવે તે વધારે સારૂં ગણાય. આજ્ઞા હોયતો તેમ કરીએ મહારાજ.

**ચંદ્રસેન**—હા બહુ સારૂં. બોલાવો ત્યારે તેમને.

**પ્રધાન**—બહુ સારૂં મહારાજ.

( રાણીને તેડાવે છે, રાણી આવે છે )

**ચંદ્રાંગદ**—માતાજી, તમારા નેક હાથે અને પવિત્ર આશિર્વાદ સહિત મારે શિર રાજ્યતાજ ધરો.

**યશાવતી**—મહારા વહાલા પુત્ર, એ દિવસ ક્યાં હતો?

**શિખરિણી. ૯૨**

રહો ગાદી તારી, અવિચળ પદે ધ્રુવ સમ આ,
વધો કીર્તિ તારી, રવિ શશી સમી આ જગતમાં;

ચિરંજીવી થાવું, વળી વિજય તારો પ્રથુસમો,
કુબેરી ભંડારે, નીતિવશ રહો એ કહું અમો.

( મુકુટ પહેરાવે છે. )

**ચંદ્રાંગદ**—માતાજી આપની આશિષ માથે ચડાવું છું.

[ દાસી આવે છે. ]

**દાસી**—મહારાજ, મગધ દેશથી રસાલા સહિત સીમતિનીજી માતાપિતા સહિત પધાર્યાં છે.

**યશવતી**—મહારાજ આપની આજ્ઞા હોય તો હું મહેલમાં જઈને સીમંતિની તથા તેમના માતાપિતા માટે ઉતારાની ગોઠવણ કરૂં.

**ચંદ્રસેન**—બહુ સારૂં પ્રિયા, તેમ કરો.

( યશવતી અને દાસી જાય છે. )

**ચંદ્રાંગદ**—પિતાજી, આજ આનંદના દિવસે જો આપની ઇચ્છા હોયતો નાચ કરાવું. તેમજ ભાટચારણોને ઇનામો આપી દુષ્ટ કુરસેનને શિક્ષા કરૂં.

**ચંદ્રસેન**—ભાઇ કુરસેનને તો યોગ્ય લાગે તે શિક્ષા આગળ ઉપર તું કરજે, અને વારાંગનાનો નાચતો તારી મરજી હોયતો શરૂ કરાવ. પણ હવે હું મહેલમાં જાઉંછું; કારણકે મને એ રંગરાગ હવે પસંદ નથી. ભાટચારણોને ઇનામ પણ જ્યારે આપવાં હોય ત્યારે આપજે.

**ચંદ્રાંગદ**—બહુ સારૂં પિતાજી, જેવી આપની ઇચ્છા. ( ચંદ્ર-સેન જાય છે. ) પ્રધાનજી વારાંગનાઓને બોલાવો, અને નાચ શરૂ કરાવો.

**પ્રધાન**—બહુ સારૂં મહારાજ. વારાંગના હાજર છે. ( વારાંગ-ના આવે છે. )

**વારાંગના**—ચંદ્રાંગદ મહારાજને નમન કરૂં છું.

તારા બંગલાની પડક ઉઘાડરે, હું ભીજુંછું મહારાજ—એ રાગ.

મારી ચુંદડીયાં ન ભીજાવરે, મોહન પાય પડું તોરે.

ચુંદડી ભીની, મોરી કંચુકી ભીનાઇ (૨) ભીજ ગઈ સબ સારી
અંગનમેં–હાંજી–ભીંજ મોરી–૧

પાણીકે મારે પિયા રંગ મત ડારો તુમે, (૨) સીરકી મટુકી
મોરી સરક ન જાવે,–હાંજી–સીરકી–મોરી–૧

મટુકી ફુટત મેરો હાર તુટત હે, (૨) ફુટત કર કંગનવા કનૈયા
મોરા–હાંજી–ફુટત–મોરી–૩

સાસુ પૂછત કહાસે રંગભીજન આઇ, (૨) કંથ કલંક ચઢાવતહેં–
સૈયાં–કંથ–મોરી–૪

**પ્રધાન**—શાબાશ, વારાંગના, શાબાશ.

**ચંદ્રાંગદ**—પ્રધાનજી, વારાંગનાને અને ભાટ ચારણોને ઇનામ આપો.

**પ્રધાન**—જેવી આજ્ઞા મહારાજ, (ઇનામો આપે છે અને વારાંગના જાય છે.)

**ચંદબારોટ**—રાજન્,

### કવિત. ૯૪

ચોર ઘન ગુફામાંહી, દીપનો પ્રકાશ જેમ,
અંધકાર રજનીમાં, ઇન્દુનો પ્રકાશ તેમ;
ભયો હે પ્રભાત, થયો સૂર્યનો પ્રકાશ જેમ,
નૈષધના સિંહાસને, ચંદ્રાંગદ ભૂપ હે.

**સભાજનો**—શાબાશ, બારોટજી, શાબાશ !

**ચંદ્રબારોટ**—ધ્રુવનું નક્ષત્ર જેમ, વિભીષણ રાજ એમ,
માર્કંડ આયુષ્યવાન ભક્તિ થકી ભયો હે.
રાહુ ગૃહ દૂર કરી ચંદ્રનો પ્રકાશ પૂર,
શત્રુ ક્રૂર દૂર કરી વિજય વર્તાયો હે.
ભક્તિ મીરાં બાઇ બડી, સીતામાત થઇ વડી,
રઘુવર વશ કરી, અવિચળ ભયો હે.
સીમંતિની માતુ તથા સત્યના પ્રતાપ થકી
નાગલોકમાંથી રાય ચંદ્રાંગદ આયો હે.

**સભાજનો**—શાબાશ ! શાબાશ !

**ચંદ્રાંગદ**—પ્રધાનજી, હવે હું અંતઃપુરમાં જાઉછું. આ બારોટજીને ખુશી કરજો. કચેરી બરખાસ્ત કરો.

**પ્રધાન**—બહુ સારૂં મહારાજ, જેવી આજ્ઞા. ( સર્વે જાય છે. )



## પ્રવેશ. ૩

### સ્થળ—ચંદ્રાંગદનો મહેલ.

સીમંતિની, પછીથી ચંદ્રાંગદ.

**સીમંતિની**—( ચંદ્રાંગદની છબી જોઇ ભૂલાવાથી ) પ્રાણનાથ વંદન કરૂંછું. ( જવાબ નહિ મળવાથી )

કાન્તા કેમ થશે, નાથ હજુએ નાવ્યારે—એ રાગ.
બહુ થઇ હવે, સ્વામી ના સતાવોરે, બહુ.
પ્રાણાધાર, હૈયાહાર, નયનતાર;
પ્યાસ પિયુજી પ્રીતની છીપાવોરે. બહુ.

વિરહ વામીયો, જન્મ સફળ મારો રે,
થયા કૃપાળ, વિશ્વપાળ, થઇ દયાળ
હર્ષે ઉર પૂર હૃદય આરોરે. બહુ.

( ચંદ્રાંગદ આવે છે. )

**ચંદ્રાંગદ**—( સ્વગત ) અરે, મારી વ્હાલી બહુજ હર્ષઘેલી થઇ ગઇ છે. આ મારૂં ચિત્ર હું પોતે છું એમ માની બેઠી છે. સ્નેહ કેવો અંધ છે ! [ ચાસન ]

મારા મનમાં તનમાં ભર્યો છે ઠર્યો છે—એ રાગ.

મારી રસીલી, વસેલી, ઠસેલી અંતર પ્રાણ થકી તું પ્યારી.
પ્યારી પ્યાસી, મારા દિલની ઉલ્લાસી [ ૨ ]
પ્રેમ ઘેલી ભૂલ ભારી. મારી.
ચિત્ર ચિતારેલું જોઇને આય, કેમ વ્હાલી તું ભૂલાય.
પ્રત્યક્ષ પ્રાણ છું પાસે હું તારી.(૨) ચીત્ર છબી એતો મારી. મારી.

**સીમંતિની**—( શરમાઇને ) શું આ ? અરે, પ્રાણનાથ શું તમે હમણાજ આવો છો કે ? ત્યારે આતો આપનું ચિત્ર હશે ! અરે, ધન્ય છે ચિત્રકાર તને, કે તેં મારા સ્વામીની આ છબી આબેહુબ ચિતરી છે, જેથી હું ભ્રમિત થઈ છું.

**ચંદ્રાંગદ**—પ્રિયા, એમાં ચિતારાને વિશેષ માન આપ્યા જેવું નથી. ફક્ત તારા ઉત્કંઠિત હૃદયને લીધેજ એ ભ્રમણા થઇ છે.

**સીમંતિની**—પ્રાણનાથ, ખરેખર નહિ ધારેલું સુખ પરમકૃપાળુ પરમેશ્વરે મને આપ્યું, તેથી હું તો જાણે હર્ષઘેલીજ બની ગઇ છું.

માનેલી માતેલી છકેલી છોકરી તારૂં ઉતારૂં ગુમાન—એ રાગ. ૮૭
હાં સ્વામી પામીછું દર્શન આપનું, ભૂલી ગઇ સહુ ભાન,

હાં હૈડાને હર્ષે, આનંદ વરસે, પ્રીતના બિંદુ પુષ્પ સમાન;
નહતી આશા મને હતી નિરાશા, સુખ આસ્વપ્ન સમાન. હાં સ્વામી. ૧
સ્વામી સજીવન આપની જીંદગી, એજ પ્રભુનું એહેશાન,
શિરના તાજ નાથ, ઉર ઉલ્લાસી આજ, નિધિવારિ સમાન;
ચારૂ ચિત્તના મયૂર કળાયલ, હૈયાના હંસ સમાન. હાં સ્વામી. ૨

**ચંદ્રાંગદ**—પ્રિયા, ખરૂં છે.

ચાલો સાહેલી, [૨] ભુવનેશ્વરીનાં સૌ મળીને દર્શન કરીએ—એ રાગ.
પ્યારી ઓ મારી [૨] સુખની સરિતા બહુ નિર્મળી વહનજ રહી જે,
મનહર નારી, તન ઠરનારી, વારિ પીને અંતર ઠરીએ,
પ્રેમ હરિનો ઉરજ ધરીએ, જે નવ ધાર્યું તે લહીએ.
કરો વંદન પ્રીત રીત હરદમ, ચરણ કમળ રહીને લહીએ,
અખંડ અનુપમ શિવા નાથની, વિનતિ કરી નિશદિન ઠરીએ. પ્યારી.

**સીમંતિની**—પ્રાણનાથ, ખરેજ તે કૃપાળુ પરમેશ્વરની કૃપા-થીજ નહિ ધારેલું સુખ આ ભવમાં લીધું છે. પ્રાણનાથ, હવે આ-પણે તે કીરતારની પ્રાર્થના ગાઇને નિદ્રાવશ થઇએ.

મને સહાય કરશે મોરારીરે—એ રાગ.
નમું પાય તને મુરારીરે, ધરૂં ધ્યાન તારૂં ગિરિધારી,
પ્રભુ લેજે ઉગારી, સંસારેથી તારી,
ભવસિંધુનું વિકટ વારિ. નમું. ૧
નિધિના વારિથી લેજે ઉગારી, નામ તારાથી પાર ઉતારી,
નામ તારૂં, નાવ રૂપે, તેથીજ તરવું વારિ. નમું. ૨

**ચંદ્રાંગદ**--પ્રિયા, મારી પવિત્ર પત્નિ, ઇશ્વરની કૃપા મેળવવામાં સાધનભુત થઇ પડેલી વ્હાલી,

વિરહ વામીયો, જન્મ સફળ મારો રે,
થયા કૃપાળ, વિશ્વપાળ, થઇ દયાળ
હર્ષે ઉર પૂર હૃદય આરોરે. બહુ.

( ચંદ્રાંગદ આવે છે. )

**ચંદ્રાંગદ**—( સ્વગત ) અરે, મારી વ્હાલી બહુજ હર્ષઘેલી થઈ ગઇ છે. આ મારૂં ચિત્ર હું પોતે છું એમ માની બેઠી છે. સ્નેહ કેવો અંધ છે ! [ આસન ]

મારા મનમાં તનમાં ભર્યાં છે ઠર્યાં છે—એ રાગ.

મારી રસીલી, વસેલી, ઠસેલી અંતર પ્રાણ થકી તું પ્યારી.
પ્યારી પ્યાસી, મારા દિલની ઉલ્લાસી [ ૨ ]
પ્રેમ ઘેલી ભૂલ ભારી. મારી.
ચિત્ર ચિતારેલું જોઇને આય, કેમ વ્હાલી તું ભૂલાય.
પ્રત્યક્ષ પ્રાણ છું પાસે હું તારી.(૨) ચીત્ર છબી એતો મારી. મારી.

**સીમંતિની**—( શરમાઇને ) શું આ ? અરે, પ્રાણનાથ શું તમે હમણાંજ આવો છો કે ? ત્યારે આતો આપનું ચિત્ર હશે ! અરે ધન્ય છે ચિત્રકાર તને, કે તેં મારા સ્વામીની આ છબી આબેહુબ ચિતરી છે, જેથી હું ભ્રમિત થઈ છું.

**ચંદ્રાંગદ**—પ્રિયા, એમાં ચિતારાને વિશેષ માન આપ્યા જેવું નથી. ફક્ત તારા ઉત્કંઠિત હૃદયને લીધેજ એ ભ્રમણા થઇ છે.

**સીમંતિની**—પ્રાણનાથ, ખરેખર નહિ ધારેલું સુખ પરમકૃપાળુ પરમેશ્વરે મને આપ્યું, તેથી હું તો જાણે હર્ષઘેલીજ બની ગઇ છું.
માનેલી માતેલી છકેલી છોકરી તારૂં ઉતારૂં ગુમાન—એ રાગ. ૮૭
લોં સ્વામી પામીછું દર્શન આપનું, ભૂલી ગઇ સહુ ભાન,

નિશા બહુ રળિયામણી, લાગે પ્રેમી જન;
પિયુ પુકારે પ્રેમશું, મોર બપૈયા વન.

રૂડી મરૂતની રીત છે સવારમાંરે, લીલાં વૃક્ષો માંહી પક્ષીનો કલ્લોલ–મેના.

રસિયા જન રસ ઝીલતા, ગાઇ વાઇ ગુલતાન,
સીતાર સારંગી સ્વરે, આપે પ્રેમી માન.

વાગે ડફકડ મૃદંગ વળી ચંગશુંરે, ફરે કુદકી મળી સખી સાથ–મેના.

(સ્વાગત) હવે સ્વામીનાથ નિદ્રાવશ થયા. ચાલ હવે હું પણ સુઈ જાઉ.

(ઊંઘી જાય છે.)



## પ્રવેશ ૪

### સ્થળ નૈષધ દેશમાં રાજ્યમહેલ.

### યશાવતી, ચંદ્રસેન, પછીથી દ સી રાજા ચંદ્રાંગદ, રાણી સીમંતિની.

**યશાવતી**––સ્વામીનાથ આજ આ શુભ દિવસે સીમંતિની આવી પહોંચી તે બહુ સારૂ થયું.

**ચંદ્રસેન**—હા પ્રિયા, મને પણ ઘણો સંતોષ થયો. હવે એ સુખી જોડું સદા સુખ ભોગવો. અને મારો વિચાર તો હવે તપશ્ચર્યા કરવા જવાનો છે. આ દુનીયામાં એ સિવાય બધું ખોટું છે.

**યશાવતી**––સ્વામીનાથ, દુ:ખના દિવસોમાં જપ, તપ કાંઇ થઇ શક્યો નથી. હાય! શું થશે એવા વિચારથી જીવ ભ્રમણામાં ભમ્યા કરતો. હવે પ્રભુએ સુખ આપ્યું તો હું પણ આપની સાથે દેહનું સાર્થક કરવા આવીશ.

### શિખરણી. ૧૦૦

સતી શક્તિ જેવી, હૃદય છબી તારી રહી વસી,
ખરે નેત્રો મારાં, મુખ કમળ જોતાં ઠરી હસી;
અરે જેવું ખીલે, શરદ્ ઋતુમાંહી કમળરે,
દીસે તારી કાંતિ, રસિક રસ પ્રેમી વિમળરે. ૧

**સીમંતની—**

ચાંદની ખીલ રહી, બેની મોરીરે ચાંદની, એ--રાગ.

અમૃત પ્યાર અતિ, પિયુ મારારે અમૃત પ્યાર અતિ,
પુષ્પ પ્યારના હારથી, લઉ વધાવી નાથ;
પ્યાલો અમૃત પાઇને, સંતોષજો સ્વામીનાથ. પિયુ. ૧
કમળ ભ્રમરની પ્રીતડી, મીન નીરશું જેમ;
નિકટ નાથ રહેજો સદા, ઇચ્છું હું દાસી એમ. પિયુ. ૨

સ્વામીનાથ, હવે રાત્રિ ગઈ છે. આપની ઇચ્છા હોય તો સુંદર ગાયન કરૂં, જેથી આપને નિદ્રા આવી જાય.

**ચંદ્રાંગદ**—હા પ્રિયા, ગાયન સાંભળવાથી નિદ્રા જલદી આવી જશે, માટે એમજ કર.

**સીમંતની—**

### પુનમ ચાંદનીનો રાગ—૧૦૨

સુંદર શરદની રાત આ સોહામણીરે, આવ્યા વસંત રતુ તણા દિન,
મેના પોપટને કોકિલા મોરો બોલતારે, ખીલી રહ્યાં છે કેશુડાં ચારૂ ચોકમાંરે.
લીલાં પીળાં વળી રંગ વિરંગ. મેના પોપટને કોકિલા મોરો બોલતારે.

ચંદ્ર કળા વાધી રહી, ચંદ્રિકા ચિત્ત ચોર;
સુંદર શીત અનિલમા, શોભા દિસે ઓર.

શોભા શરદની કેવી હામે હામ છેરે, વૃદ્ધિ કરે કામદેવ રતિ પ્યાર—મેના.

નિશા બહુ રળિયામણી, લાગે પ્રેમી જન;
પિયુ પુકારે પ્રેમશું, મોર બપૈયા વન.

કુડી મરૂતની રીત છે સવારમાંરે, લીલાં વૃક્ષો માંહી પક્ષીનો કલ્લોલ–મેના.

રસિયા જન રસ ઝીલતા, ગાઈ વાઈ ગુલતાન,
સીતાર સારંગી સ્વરે, આપે પ્રેમી માન.

વાગે ફૂકડ મૃદંગ વળી ચંગશુરે, ફરે કુદડી મળી સખી સાથ–મેના.

( સ્વાગત ) હવે સ્વામીનાથ નિદ્રાવશ થયા. ચાલ હવે હું પણ સુઈ જાઉં.

( ઊંઘી જાય છે. )

—০—

## પ્રવેશ ૪

સ્થળ નૈષધ દેશમાં રાજ્યમહેલ.

યશવતી, ચંદ્રસેન, પછીથી દ સી રાજા ચંદ્રાંગદ, રાણી સીમંતિની.

**યશવતી**—સ્વામીનાથ આજ આ શુભ દિવસે સીમંતિની આવી પહોંચી તે બહુ સારૂં થયું.

**ચંદ્રસેન**—હા પ્રિયા, મને પણ ઘણો સંતોષ થયો. હવે એ સુખી જોડું સદા સુખ ભોગવો. અને મારો વિચાર તો હવે તપશ્ચર્યા કરવા જવાનો છે. આ દુનીયામાં એ સિવાય બધું ખોટું છે.

**યશવતી**—સ્વામીનાથ, દુઃખના દિવસોમાં જપ, તપ કાંઈ થઈ શક્યો નથી. હાય ! શું થશે એવા વિચારથી જીવ ભ્રમણામાં ભમ્યા કરતો. હવે પ્રભુએ સુખ આપ્યું તો હું પણ આપની સાથે દેહનું સાર્થક કરવા આવીશ.

**ચંદ્રસેન**—દેવી, મેં તો ચંદ્રાંગદની રજા લઇ લીધી છે. હવે તને ગમે તે કર.

**યશવતી**—સ્વામીનાથ એમ શું કહો છો? હું પણ જેમ અત્રિ ઋષિની પત્ની અનસૂયાએ તેના તપસ્વી સ્વામીની ભક્તિથી સેવા કરી ફળ મેળવ્યું હતું, તેમ આપની સાથે આવી, આપની જોડે રહી ઇષ્ટ આરાધના કરીશ.

**ચદ્રસેન**—તો ભલે. ચંદ્રાંગદ આવે ત્યારે રજા લઇ લેજે. હું તો હવે જરૂર જવાનો છું.

( દાસી આવે છે.

**દાસી**—માતુશ્રી, ચંદ્રાંગદ ભાઈ તથા સીમંતિનીબા આપને મળવા પધારે છે.

**ચંદ્રસેન**—બોલાવ તેમને. એ પુન્ય પ્રતાપી વહુના વ્રત નિયમ-થીજ હું મારો પુત્રરત્ન ચંદ્રાંગદ પાછો મેળવી શક્યો છું.

**યશવતી**—મહારાજ, મને તો એ વહુ દીકરી સમાનજ પ્રિય છે. સાસુ થઇ વહુનો તિરસ્કાર કરવો એ મને તો બીલકુલ રૂચતું નથી.

**ચંદ્રસેન**—ખરૂં છે. એમજ ઘટે. તેમાં વળી આવી સાધ્વી સતીનું તો શુંજ કહેવું?

( સીમંતિની અને ચંદ્રાંગદ આવે છે.)

**ચંદ્રાંગદ**—પિતાજી વંદન કરૂં છું. માતાજી આપને પણ પાયે લાગું છું.

**ચંદ્રસેન**—પુત્ર, વધૂ સહિત અખંડ સુખ ભોગવો.

**યશવતી**—વહાલા પુત્ર, તારા પિતાશ્રીની આશિષ ફળીભૂત થાઓ. અષ્ટ પુત્રનું સુખ ભોગવો.

**સીમંતિની**—માતાપિતા, પાયે લાગું છું. (પગે લાગીને)

મહેતાજીરે શું મહી મૂલ બતાવું,—એ રાગ-**૧૦૩**

સાસુજીરે પાય પડું તે સ્વીકારો,

ધન્ય ઘડી દિવસ આ મારો.

મ્હેર પ્રભુનીરે આજે શીરપર ધારો, મારો સફળ થયો જન્મારો.

પડું સસરાજીને ચરણેરે, રહી સાસુ તમારે શરણેરે

મુજ દોષ ધરો નહિ કર્ણેરે

મુજ સેવારે સાસુ શ્વશુર ઉર ધારો. ધન્ય ઘડી દિવસ અમારો. સાસુજીરે.

**યશાવતી** -પુન્યવંતીરે વહુ તું વહાલી મારી, રહે સુખ સૌભાગ્યને ધારી.

તું આશિષ એ, અંતરમાં લે સ્વીકારી, નિજ પતિ સેવા કર સારી.

કર્યાં પ્રસન્ન ગંગાધર વહાલીરે, ગયું સુખ લીધું તેં સમાલીરે,

શીલ ભક્તિનો મારગ ઝાલીરે

ખુશી કીધાંરે હમને વહુ તેં વ્હાલી, રહે સુખ સૌભાગ્યને ધારી. પુન્ય. ૧

પુત્ર ચંદ્રાંગદ, તારા પિતા તપશ્ચર્યા અર્થે જશે, તો હું પણ તેમની સાથે જવા ધારૂં છું., માટે

## હિણ્ડી. ૧૦૪.

હવે આપ રજા પુત્ર મારા પ્યારા, કરીશના વિચારતું કદીજ ન્યારા;
પ્રભુ ભક્તિ કરવા દિન આ અમારા. હવે. ૧

થયાં વૃદ્ધ હવે છોડીને જંજાળ, કરી ઇષ્ટ સ્મરણ વ્યતિત કરવો કાળ,
જવાદે ખુશીથી હવે મારા બાળ,

**ચંદ્રસેન**—દેવી, મેં તો ચંદ્રાંગદની રજા લઇ લીધી છે. હવે તારે ગમે તે કર.

**યશવતી**—સ્વામીનાથ એમ શું કહો છો? હું પણ જેમ અત્રિ ઋષિની પત્ની અનસૂયાએ તેના તપસ્વી સ્વામીની ભક્તિથી સેવા કરી ફળ મેળવ્યું હતું, તેમ આપની સાથે આવી, આપની જોડે રહી ઇષ્ટ આરાધના કરીશ.

**ચંદ્રસેન**—તો ભલે. ચંદ્રાંગદ આવે ત્યારે રજા લઇ લેજે. હું તો હવે જરૂર જવાનો છું.

( દાસી આવે છે.

**દાસી**—માતુશ્રી, ચંદ્રાંગદ ભાઈ તથા સીમંતિનીબા આપને મળવા પધારે છે.

**ચંદ્રસેન**—બોલાવ તેમને. એ પુન્ય પ્રતાપી વહુના વ્રત નિયમ-થીજ હું મારો પુત્રરત્ન ચંદ્રાંગદ પાછો મેળવી શક્યો છું.

**યશવતી**—મહારાજ, મને તો એ વહુ દીકરી સમાનજ પ્રિય છે. સાસુ થઇ વહુનો તિરસ્કાર કરવો એ મને તો બીલકુલ રૂચતું નથી.

**ચંદ્રસેન**—ખરૂં છે. એમજ ઘટે. તેમાં વળી આવી સાધ્વી સતીનું તો શુંજ કહેવું?

( સીમંતિની અને ચંદ્રાંગદ આવે છે. )

**ચંદ્રાંગદ**—પિતાજી વંદન કરૂં છું. માતાજી આપને પણ પાયે લાગું છું.

**ચંદ્રસેન**—પુત્ર, વધૂ સહિત અખંડ સુખ ભોગવો.

**યશવતી**—વહાલા પુત્ર, તારા પિતાશ્રીની આશિષ ફળીભૂત થાઓ. અષ્ટ પુત્રનું સુખ ભોગવો.

**ચિત્રવર્મા**—પુત્ર ચંદ્રાંગદ, આપના માતપિતા તો દેહનું સાર્થક કરવા સીધાવ્યાં. એમને હવે આ દુનિયા ઉપર ઘણો ધિક્કાર આવ્યો હોય એમ તેમની આ રીતી દર્શાવી આપે છે.

**ચંદ્રાંગદ**—માતાપિતાના જવાથી મારૂં મન ઘણું ખેદ પામે છે. પરંતુ તેઓ મારા શિરછત્ર, પૂજ્ય, પાલકની મરજી વિરૂદ્ધ હું થઇ શકયો નહિ. એટલે લાચારીએ તેઓને જવા રજા આપી.

**સત્યવતી**—પુત્ર ચંદ્રાંગદ, તમે તેમની આજ્ઞાનુસાર રહી તેમની શુભ આશિષ લઇ તેમના પવિત્ર આત્માને સંતોષ આપ્યો, એ ઘણું સારૂં કીધું છે. સંસારમાં ઇષ્ટસ્મરણ થઇ શકે તોજ જન્મેલું સાર્થક છે.

**ચિત્રવર્મા**—હવે અમે પણ અત્રેથી રજા લઇ સ્વસ્થાને જવા ઇચ્છીએ છીએ. સાંજના ઠંડા પહોરે ચાલી નીકળવા ધારણા છે. કેમ સીમંતીની તારો શો મત છે?

**સીમંતિની**—પિતાજી, રાજ્યકાજમાં, આપ જો અત્રે વધુ રહોતો, વધુ કામ ચડી જાય માટે જેમ આપની ઇચ્છા હોય તેમ કરવા મારી વિનતિ છે. અમૃત પીતાં કોઇ ધરાયું નથી તેમ મારે તો આપથી છુટા પડવું એ અમૃતનો પ્યાલો મૂખ આગળથી ખસેડવા બરોબર છે.

**ચંદ્રાંગદ**—પિતાજી ચિત્રવર્મા, અમારા વડિલોની છાયા અમારાથી દૂર ખસે એ અમોને કદી પણ ગમે નહિ. પરંતુ નિરૂપાયની વાતમાં સમજુએ ઝાઝો ખેદ કરવો દુરસ્ત નથી, તેથી લાચારીથી આપની મરજીને અનુસરવું પડે છે. મારાં માતાપિતા તેમજ આપ સર્વેના જવાથી હાલ થોડા દિવસ તો બીલકુલ ગમશે નહિ. આપના સહવાસથી મનને ઘણો આનંદ રહેતો.

કરવું દેહ તણું શ્રેય શિવ આરાધી, તજી મોહ મમત સર્વ આધિ વ્ય
સર્વે જાૂઠી હવે જગતની ઉપાધિ,
કરો રાજ શુભ નીતિ રીતિ ધારી, માન તાત પ્રીતિ નિત્ય સંભ
ગાઓ ગુણ પ્રભુ પ્રેમને ઉચારીરે. હવે. ૪

વ્હાલા પુત્ર, હવે અમને ખુશીથી દેહના કલ્યાણાર્થે કાશી તપ કરવા રજા આપ.

ચંદ્રાંગદ—માતા પિતા, અમૃત પીતાં કોઇ ધરાયું નથી. મજ હું આપ પૂજ્ય માતા પિતાની સેવા બજાવી હજી સંતુષ્ટ નથી. તો પણ જેમ ઇશ્વરને દુભવી યજ્ઞ કરવો તે વ્યર્થ જાય તેમજ આપ માતાપિતા તિર્થરૂપને દુભવી આ દુનિઆમાં તે સેવાની ઇચ્છા કરવી વ્યર્થ છે, તેથી જેમ આપ માતાપિતાને અ કુળ પડે તેમ કરવા દેવા મારી પૂર્ણ ખુશી છે.

ચંદ્રસેન—પુત્ર ચંદ્રાંગદ, અત્યારે હવે સુવાનો વખત થયે તેથી સૌ નિવૃત્તિએ નિદ્રા લ્યો. ભાઇ, અમે પ્રાત:કાળે વહેલા પંથે પડીશું તું સુખીથા, અને પ્રભુ તને દીર્ઘાયુષ્ય બક્ષે એજ છેલ્લી આશિષ છે—

ચંદ્રાંગદ—( ગદગદિત કંઠે નમીને ) માતાપિતા, આ અંતર આશિષ મારે શિર ચઢાવું છું. મારા દોષ ક્ષમા કરજો—

[ સર્વે જાયછે.

## પ્રવેશ ૫

### સ્થળ નૈષધદેશમાં ચિત્રવર્માનો ઉતારો.

### રાજા ચિત્રવર્મા, સત્યવતી માલવિકા, ચતુરિકા, સીમંતિની, ચંદ

**ચિત્રવર્મા**—પુત્ર ચંદ્રાંગદ, આપના માતપિતા તો દેહનું સાર્થક કરવા સીધાવ્યાં. એમને હવે આ દુનિયા ઉપર ઘણો ધિક્કાર આવ્યો હોય એમ તેમની આ રીતી દર્શાવી આપે છે.

**ચંદ્રાંગદ**--માતાપિતાના જવાથી મારૂં મન ઘણું ખેદ પામે છે. પરંતુ તેઓ મારા શિરછત્ર, પૂજ્ય, પાલકની મરજી વિરૂદ્ધ હું થઇ શકયો નહિ. એટલે લાચારીએ તેઓને જવા રજા આપી.

**સત્યવતી**—પુત્ર ચંદ્રાંગદ, તમે તેમની આજ્ઞાનુસાર રહી તેમની શુભ આશિષ લઇ તેમના પવિત્ર આત્માને સંતોષ આપ્યો, એ ઘણું સારૂં કીધું છે. સંસારમાં ઇષ્ટસ્મરણ થઇ શકે તોજ જન્મેલું સાર્થક છે.

**ચિત્રવર્મા**--હવે અમે પણ અત્રેથી રજા લઇ સ્વસ્થાને જવા ઇચ્છીએ છીએ. સાંજના ઠંડા પહોરે ચાલી નીકળવા ધારણા છે. કેમ સીમંતીની તારો શો મત છે?

**સીમંતિની**—પિતાજી, રાજ્યકાજમાં, આપ જો અત્રે વધુ રહોતો, વધુ કામ ચડી જાય માટે જેમ આપની ઇચ્છા હોય તેમ કરવા મારી વિનતિ છે- અમૃત પીતાં કોઇ ધરાયું નથી તેમ મારે તો આપથી છુટા પડવું એ અમૃતનો પ્યાલો મૂખ આગળથી ખસેડવા બરોબર છે.

**ચંદ્રાંગદ**—પિતાજી ચિત્રવર્મા, અમારા વડિલોની છાયા અમારાથી દૂર ખસે એ અમોને કદી પણ ગમે નહિ. પરંતુ નિરૂપાયની વાતમાં સમજુએ ઝાઝો ખેદ કરવો દુરસ્ત નથી, તેથી લાચારીથી આપની મરજીને અનુસરવું પડે છે. મારાં માતાપિતા તેમજ આપ સર્વેના જવાથી હાલ થોડા દિવસ તો બીલકુલ ગમશે નહિ. આપના સહવાસથી મનને ઘણો આનંદ રહેતો.

**ચિત્રવર્મા**—ચંદ્રાંગદ, તમે દિલગીર થાઓ છો તે ખરૂં છે. ભાઇ, અમારે પણ તમારા સિવાય કોણ છે? અમારૂં રાજ્ય પણ હવે તો તમારેજ સાચવવાનું છે. કેમકે જતે દિવસે અમારો વિચાર પણ તપશ્ચર્યા કરવા જવાનો છે.

**સત્યવતિ**—હા સ્વામીનાથ, પુત્ર ગણો તોપણ આપણે તો ચંદ્રાંગદ, અને જમાઇ ગણો કે જે ગણો તે બધું આપણે તો ચદ્રાંગદજ છે. પરમેશ્વરે એમને ફરી જન્મ આપ્યો, તે એ ચંદ્રાંગદના સુખમાં સીમંતિનીને મૂકી, આપણે દેહ સાર્થક કરીએ, એના જેવું બીજું ઉત્તમ આપણે શું ગણીએ?

**ચંદ્રાંગદ**—પિતાજી, હમણા એટલી ઉતાવળ શું છે? હજુ આપ રાજ્યકાજ કરી અમારા ઉપર છત્રછાયા રૂપે રહેવા યોગ્ય છો. માટે એ વિચાર હમણા કરશોજ ના.

**સીમંતિની**—માતાજી, તમે એવું બોલી અમારા મનને, હજુ અમારા તીર્થરૂપ માતાપિતા જવાની ગમગીની ગઈ નથી તેટલામાં તમે પણ અમારાથી છુટા પડવા માગો છો તેથી હૈયું ભરાઈ આવે છે.

**ચિત્રવર્મા**—મારી પુત્રી, હાલ તુરત એ વાત ક્યાં છે? એ તો એક પ્રાસ્તાવિક વાત થાય છે. માટે ખોટો શોક શું કામ કરે છે? [ અનુચર આવે છે. ]

**અનુચર**—મહારાજ શિગરામ વગેરે વાહન તૈયાર છે. માટે પધારવા કૃપા કરશો. સમય થઇ ગયો છે.

**ચંદ્રાંગદ**—અહો વાતમાં કંઇ વખતની તો ખબરજ રહી નહિ. એટલામાં તો સમય થઇ ગયોને શું?

**ચિત્રવર્મા**—ચાલો ત્યારે, બહેન સીમંતિની, હવે અમે જઈશું. તારા શરીરનું જતન, કરજે. અને વખતોવખત પત્ર લખ્યાં કરજે. તું શાણી છે, એટલે બીજી શિખામણ શું દઉં ? પરંતુ તું ગે ધર્મ ચૂકીશ નહિ.

**સીમંતિની**—પિતાજી, આપની શિખામણ હું મસ્તકે ચડાવું '. પિતાજી પાયે લાગુંછું. આપ પહોંચી તુરત પત્ર લખજો.

**સત્યરતી**—મારી વહાલી પુત્રી, તુ ઘણી ડાહી છે, તોપણ તાના ધર્મ પ્રમાણે તને શિખામણ દેવી જોઇએ; તે જતી વખતની ખામણ સાભળ.

ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ. ૧૦૫

સુગુણ વિભૂષિત શીલ સૌભાગ્ય સમન્વિતા,
સુશીલા ગુણ સંસારે રાખી બે'ન જો;
કુશાંકી તું સર્વ ગુણે સીમંતિની,
માતુ ધર્મ વિચારી કહું શિખ વેણ જો, સુગુણ. ૧
આ સંસારરૂપી રથમાં મુજ બેનડી,
કામ ક્રોધ બેઉ અશ્વો મનના જાણજો;
જ્ઞાન સારથી વશ તેને કરશે સહી,
નીતિ પંથ વિચરજો તેથી પ્રાણજો સુગુણ. ૨
ત્રિલોચનશું તનમનથી પ્રીતિ કરી,
બ્રહ્મભૂવનમાં કરજો એની વાસજો;
પ્રાણજીવનપતિ પરમેશ્વર સમ માનજો,
જગ મુસાફરી કરજો તેની સાથજો. સુગુણ ૩.

યશ કીર્તિ મિત્રાઇ તમ સંગે કરે,
પ્રમાદ શત્રુનો કરજો તવ નાશજો;
સ્વાર્થ તજી પરમાર્થ તમે કરજો સદા,
રે'મ ધરો રંકો શું દિલમાં ખાસ જો. સુગુણ ૪
નાનું મોટું લેખાતું જગને વિષે,
ન્યાય નિયન્તા ભૂવને નીતિ પહેલજો;
મિથ્યા વહેમ તણાં પંથો તજવા સહી,
ઇષ્ટ ભક્તિએ કાપો મનના મેલજો સુગુણ ૫
પરનિંદા નવ કરશો પરધન આશરે,
લોભ કરી વિશ્વાસ ન કરશો નાશજો;
મિથ્યા વહેમ વિભૂતિ નવ ધરશો કદી,
હરી સુખ લેવાની રાખો આશજો. સુગુણ ૬

**સીમંતિની**--માતાજી આપની હેત શિખામણ હું મારે મસ્તકે ચઢાવુંછું. માજી મારી, સખીઓ કેમ કંઇ બોલતી નથી?

**માલવિકા**—સખી સીમંતિની, માતાજી તમને શિખામણ દેતાં હતાં; તે ધ્યાન દઇ સાંભળવામાં તારી સાથે કંઇ વાતચિત કરી નહિ, બ્હેન હવે અમે જઇશું. તું સુખી રહે અને તારી સખીઓને હમેશાં યાદ કરી કાગળ લખજે.

**ચતુરિકા**- બહેન, મને તે તારી સાથે હેતે મળવા દે. તારો પ્યાર મને ઘડીએ વિસરવાનો નથી. તું તો પતિસેવા અને ઇષ્ટ ભક્તિમાં નિમગ્ન રહીશ, એટલે તને અમારો વિયોગ ખડુ નહિ લાગે પણ અમને તો તારા વિના ઘણું અડવું લાગશે.

**સીમંતિની**—સખીઓ તમારો અખુટ પ્રેમ હું કેમ વિસરીશ?

બહેન દેહ જુદા છે પણ અંતર તો એકજ છે. માતાજીની પાસે મને અહોનિશ યાદ કરજે, ને કાગળ લખજે.

**સત્યવતિ**—બહેન સીમંતિની, અમે હવે જઇશું. તારાવિના મનેતો જરાએ ગોઠવાતું નથી, શું કરૂં ? લાચાર ! બહેન સુખી રહે.

**સીમંતિની**—માતાપિતા વંદન કરૂંછું. આપની છાયાનું સુખ દૂર બેઠા નિરંતર ચાહું છું. માછ કાગળ, લખતાં રહેજો, સખીઓ તમે પણ આળસ રાખશો નહિ.

---

## પ્રવેશ. ૬

### સ્થળ—વિદર્ભપુર, બ્રાહ્મણનો આશ્રમ.

### સારસ્ત, વેદમિત્ર, શ્યામવાન અને સવિધાધર.

**વેદમિત્ર**—કેમ મિત્ર સારસ્વત, આપણા આ બંને પુત્રો ભણીને તો આવ્યા. હવે, તેને પરણાવવા તેનું શું ધાર્યું ?

**સારસ્વત**—મિત્ર હું ધારૂં છું કે, આપણા રાજાને ત્યાં આશિર્વાદ દેવા મોકલો. કે જોઇએ તેટલી લક્ષ્મી મળે. કેમ ભાઇ, ખરૂં કે નહિ ?

**વેદમિત્ર**—હા એ ઠીક. પછી તેનાં લગ્ન કરવાં. કેમ ભાઇ પરણાવવા તો ખરાજ કે !

**સારસ્વત**—હાજતો વળી. એમાં પૂછે છે શું ભાઇ ? ન પરણાવીએ તો ઋણ આપણે માથે રહે. લગનના લ્હાવાની વાતતો જૂદીજ તો !

**વેદમિત્ર**—કેમ પુત્રો, તમે જશો ?

**શ્યામવાન**—હા કાકા, આપની આજ્ઞા હોય તો શા માટે નહિ જઈએ ?

**સારસ્વત**—આ પુત્ર, સવિદ્યાધર નથી બોલતો. એની મરજી મોળી લાગે છે ખરી.

**સવિદ્યાધર**—અરે મોળી તે હોય ? પરણવું કોને ન ગમે ! હું તો પહેલો તૈયાર છું. આ ઊભા વાર શી ?

**શ્યામવાન**—અલ્યા, લાજ તો ખરો. બાપુ બેઠા છે ને એમ બોલાય ? ભણ્યો પણ ગણ્યો નહિ ને શું ? ઊઠયો ક્યાં ? વાત કરતામાં ઉતાવળો શું થાય છે ? બાપુ આજ્ઞા કરે ત્યારે જવું.

**સારસ્વત**—વારૂં ત્યાં જઈ શું કરશો ? તેતો કહો. પછી જવા તૈયાર થાઓ.

**સવિદ્યાધર** }
**શ્યામવાન** } આશિર્વાદ આપશું. પછી લક્ષ્મી માતાની યાચના કરશું. કેમ એજ કે કંઇ બીજું ?

**વેદમિત્ર**—લ્યો ખભે ઝોળી. ને લ્યો રસ્તો. વાર શી ? જો મુઝાતા નહિ હોં. હુશીયાર રહેજો.

**શ્યામવાન** }
**સવિદ્યાધર** } લ્યો ત્યારે આ હાલ્યા. બાપા ! રામ રામ !

**સારસ્વત**—જો જો રસ્તો ભુલતા નહિ હોં. [ બન્ને જાય છે. ]

**વેદમિત્ર**—પુત્રો તો ગયા. રાજા ધન આપે એવા છે કે નહિ ? મને તો હવે વિચાર થાય છે. કહેવત છે કે પશ્ચિમ બુદ્ધિ બ્રાહ્મણ. તેવું આપણને થયું.

**સારસ્વત**—છે તો ઉદાર,પણ આપે કે ન આપે, તે જે થાય ને ખરૂં, હમણા તો ચાલો. લગ્નની સામગ્રી કરી મૂકીએ. આવે કે તરત ઘડીઆં લગ્ન લઇએ.

**વેદમિત્ર**—ચાલો. [ બન્ને જાય છે. ]

## પ્રવેશ. ૭

### સ્થળ—વિદર્ભપુરની કચેરી.

રાજા ગુમાનસિંહ, પ્રધાન વીરસિંહ, વિગેરે કચેરી મંડળ. પાછળથી બ્રહ્મપુત્રો.

**ગુમાનસિંહ**--કેમ પ્રધાનજી? આપણા શાસ્ત્રી મહારાજ પાઠશાળાના વિદ્યાર્થીઓને શું શું શિક્ષણ આપે છે?

**વીરસિંહ**--મહારાજ, શિક્ષણ સારૂં અપાય છે ધર્મશાસ્ત્ર વિગેરે નીતિમાર્ગ સંપૂર્ણ રીતે સારો શીખવાય છે.

**ગુમાનસિંહ**--હાલમાં ઋતુના ફેરફારથી શહેરની સુખાકારી કેવી છે? પ્રધાનજી, આગળ દુષ્કાળ ગયેલો તેની અસર નાબૂદ થઇ કે કેમ?

**વીરસિંહ**—મહારાજ, શહેરની હવા સામાન્ય છે. તેમજ લોકોની સ્થિતિ પણ તેવીજ સામાન્ય છે. દુષ્કાળની અસર હજી પૂરેપૂરી નાબૂદ થઇ નથી. ખેડુતોને વેરા ભરવા પડે છે. ચડેલું મહેસુલ આપવું પડે, વિગેરે હજારો જાતની પીડા હજી ભોગવવી પડેછે. રંક લોકો અન્નવસ્ત્રવિના રખડતાં હજું પણ જોવામાં આવે છે. એટલે દુષ્કાળની અસર તદ્દન ગઇ નથી.

**ગુમાનસિંહ**—પ્રધાનજી દુષ્કાળના વખતમાં જે આપણે અન્નવસ્ત્ર આપતા, તે હજુ ચાલુજ છે કે બંધ કર્યું?

**વીરસિંહ**--મહારાજ, તદ્દન કાઢી નાંખ્યું નથી. કેમકે તે ધર્મનું કામ કાઢી નાખવામાં બહુ વિચાર પડે છે. તેથી ઘણાજ નિરાશ્રિતો સારૂ કાયમ રાખેલું છે.

**ગુમાનસિંહ**--બહુજ સારો વિચાર પહોંચાડ્યો છે. (સૈન્યપાળને) આપણા લશ્કરની શું વ્યવસ્થા છે?

**સૈન્યપાળ**--મહારાજ, બધી રીતે સૈન્ય કેળવાઈ કામેલ સ્થિતિમાં છે. માણસો પૂરતાં છે ગરીબ નવાજ, આપ નામદારના હુકમ મુજબ રોજ કવાયદ કરાવું છું.

**ગુમાનસિંહ**--સૈન્યપાળ, એ બાબતમાં જરાપણ આળસ રાખવું નહિ. કેમકે આવા ઉપરા ઉપરી દુષ્કાળ પડી ગયા. લોકો છેક કંગાલ સ્થિતિને પહોંચી ગયા. હરામખોરોની વસ્તી વધી પડી. અચાનક લુંટફાટ વખતે કામ **પડે** ત્યારે તૈયાર હોય તે બહુજ ઉત્તમ.

**સૈન્યપાળ**--મહારાજ, તે બાબત આપ નિશ્ચિંત રહો. આપના તાબેદારને તે વિષે પૂરી કાળજી છે.

**ગુમાનસિંહ**—ખરેખર પ્રધાનજી, તમારી સૌની આજ્ઞાકી ભરેલી નોકરી માટે હું તમને ઘણી શાબાશી આપું છું. (પ્રતિહાર આવે છે.)

**પ્રતિહાર**--મહારાજ વંદન કરૂં છું. બે બ્રહ્મપુત્રો આપની સમક્ષ આવવા રજા માંગે છે. આજ્ઞા હોયતો અંદર બોલાવું.

**વીરસિંહ**—બોલાવો તેમને અંદર.

**પ્રતિહાર**--મહારાજની આજ્ઞા. (બ્રહ્મપુત્રો અંદર આવે છે.)

**બન્ને બ્રહ્મપુત્રો**--(નમીને) જય જય મહારાજ, વંદન કરીએ છીએ. (નમીને આશિર્વાદ આપે છે)

છંદ. ૧૦૬

થાઓ અખંડ કલ્યાણ, ભૂપ વૈદર્ભા તારૂં.
ધન ધાન્યે ભંડાર, ભરેલા રહેજો વારૂ.
ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ નિરાશ્રિતને થા સહાય.

બ્રહ્મવાક્ય છે ભૂપ, સુખી રહે અવનિ માંય.
થઇ શૂરો તું રણવિષે, વિજય આણુ વર્તાવજે,
આશિષ એ અમ બાળક તણી, રાજની ઋધ્ધિ વધારજે.

**ગુમાનસિંહ**—બ્રહ્મપુત્રો, તમારી શી ઇચ્છા છે તે સત્વર કહો. અત્રે તમારે શા કારણસર આવવું પડયું ?

**સવિદ્યાધર**—મહારાજ, કાશીપુરીમાં વેદવિદ્યા ભણી આવ્યા હવે લગ્ન કાર્યમાટે ધનની આશાથી આપની પાસે ભિક્ષા વૃત્તિએ આવ્યા છીએ મહારાજ.

**ગુમાનસિંહ**—અરે બ્રહ્મ પુત્રો, મારી પાસેથી તો તમારૂં કાર્ય થાય તેટલી લક્ષ્મી તમે લઇ શકશો નહિ. પરંતુ નૈષધદેશના રાજા ચંદ્રાંગદને ત્યાં જાઓ. ત્યાં તેની સ્ત્રી તમને જમાડી ખૂબ લક્ષ્મી આપશે. તેથી તમારૂં કાર્ય થશે. પુત્રો, આ મારૂં કહેવું સર્વ સત્ય માનજો.

**શ્યામરાન**—મહારાજ તે તો સ્ત્રી પુરૂષ બે હોય તો જોડ જમાડીને અન્ન વસ્ત્ર આપે છે. અમો વિદ્યાર્થીને ત્યાં શું મળી શકે, મહારાજ ?

**ગુમાનસિંહ**—અરે બાળકો, ધનની લાલચ હોય, તો એક સ્ત્રી થાઓ, અને બીજો પુરૂષ. એ રીતે કૃત્રીમ વેશ એક જણ ધારીને જાઓ, તો મળશે. એકાંઇ મુશ્કેલી ભરેલું કામ નથી.

**સવિદ્યાધર**—મહારાજ, પુરૂષ છતાં સ્ત્રીનો પોશાક પહેરીએ, તો છળ કપટ કર્યું કહેવાય, ને ઇશ્વરના ગુન્હેગાર તથા કુલકલંકિત થઇએ! ધર્મ ભ્રષ્ટ થઇએ. વળી કોઈ ઓળખી જાયતો લોક અપવાદી થઇએ, મહારાજ તમારે ધન આપવું હોય તો આપો, નહીંતો જેમ ઇચ્છા. અમે એ નીચકૃત્ય કરશું નહિ.

**ગુમાનસિંહ**—હવે નાની વયમાં એવા ડાહ્યા શું થાઓછો? એક પહેરો સ્ત્રીનો પોશાક અને સીમંતિની સોમવાર કરે છે તેજ દિવસે ત્યાં જજો. એટલે તમારી પૂજા કરીને પુષ્કળ ધન આપશે. છોકરાઓ જો તમે મારૂં કહ્યું નહીં માનો, તો તમને રાજાની આજ્ઞા ઉલ્લંઘન કર્યાનો દોષ લાગશે. અને મારી તરફથી કશી સહાય મળી શકશે નહિ. માટે હું કહું તેજ કરો.

**શ્યામવાન**—મહારાજ અમારી પાસે વસ્ત્રો નથી તેનો શું ઉપાય? અમેતો ગરીબ બ્રાહ્મણ ભીકના માર્યા જેમ આપ કહો તેમ કરીએ.

**ગુમાનસિંહ**—પ્રધાનજી તેને વસ્ત્રલંકાર આપો. બાળકો, તમારામાંથી એક તે પહેરો ને પછી જાઓ. ભીક્ષા માગવી ને વળી લાજ શું? અને સારૂં શું ને ખોટું શું? સ્વાર્થ સરતો હોય તો લાજ મુકવી દોરે.

**વીરસિંહ**—બહુ અઘટીત કાર્ય થાય છે મહારાજ. પાછળથી પસ્તાવાનો વખત આવશે ઇશ્વરનો ગુન્હો ગણાશે અને એ છોકરાનો પિતા આપને શ્રાપ દેશે.

**ગુમાનસિંહ**—અરે વળી શ્રાપ શું? હુંતો એ માનતો નથી. તેમાં વળી બ્રાહ્મણ તે શું ઇશ્વરને પહોંચી ગયો કે શાપ દે?

**વીરસિંહ**—મહારાજ, મેં હમણાં થોડાજ દિવસ ઉપર વાંચ્યું હતું કે બ્રાહ્મણના શાપથી આનર્ત દેશના રાજાની સ્ત્રી, નામે દમયંતી શિલારૂપે થઈ ગઈ હતી માટે મહારાજ, અવિહિત કાર્યમાં પગલું ભરવાથી પસ્તાવો થશે: તેથી હું કહું છું. પછી આપની જેમ ઇચ્છા.

ગુમાનસિંહ--પ્રતનજી, તે વાત શું છે? તે મને કહો તો ખરા.

**વીરસિંહ**--મહારાજ, આપની ઇચ્છા છે તો સાંભળો. આપ વિરૂધ્ધ મતને લીધે હશી કાઢશો ખરા, તોપણ આપની આજ્ઞા છે તો કહું છું મહારાજ. એક આનર્ત દેશના રાજાને ઘણા કોઢનો દુષ્ટ વ્યાધિ થયો હતો. પૂર્વ સંસ્કારે તે દુઃખી થયો હતો. તે ચમત્કાર પુરીના હાટકેશ્વર ક્ષેત્ર વાસી બ્રાહ્મણોએ મટાડયો. તે અર્થે બ્રાહ્મણોને રાજા પોતાનું રાજ આપવા તૈયાર થયો. બ્રાહ્મણોએ ના કહી. બહુ તપને લીધે તે બ્રાહ્મણો આકાશગામી હતા. એકવાર કાર્તિકી પૂર્ણિમાના પાંચ દિવસો પુષ્કરજી ક્ષેત્રમાં રહેવા ધારી તે બ્રાહ્મણો અગ્નિહોત્રની ભલામણ સ્ત્રીઓને કરી તિર્થમાં ગયા. તેમને ગએલા જાણી રાજાએ બ્રહ્મપત્નીઓને ઉપકાર બદલ કાંઇક આપવું ધારીને પોતાની સ્ત્રી દમયંતીને એકાદશીને દીવસે ત્યાં જઇ વસ્ત્રાલંકાર આપવા કહ્યું. તે પ્રમાણે તે આપી આવી. ફક્ત ચાર બ્રાહ્મણોની સ્ત્રીઓએ નહિ લીધું. તે નહિ લેનારી સ્ત્રીના પતિ આકાશ માર્ગે આવી શક્યા અને લેનાર સ્ત્રિના પતિની આકાશ માર્ગની ગતિ ભંગ થઇ. હવે એવું કાર્ય થવાથી આકાશ માર્ગે આવેલા બ્રાહ્મણોએ શાપ દીધો કે જેણે અમારૂં નિયમિત વ્રત ભંગ કીધું અને સ્ત્રીને સમજાવી ધન આપ્યું તે શિલા થજો. તેથી તે દમયંતિ રાણી શિલા થઇ ગઈ. અને વસ્ત્રાલંકાર લેનાર સ્ત્રીઓના પતિ રખડતા રખડતા આવી પહોંચ્યા ત્યારે ઘણા ક્રોધાયમાન થયા. સ્ત્રીઓના કહેવાથી હકીકતથી વાકેફ થયા. ને રાજાને શાપ દેવા તૈયાર થયા, ત્યારે તેમની સ્ત્રીઓએ અટકાવ્યા અને કહ્યું કે અમારે જોગીપણું નથી વેઠવું, પણ ગૃહસ્થા-

શ્રમી થવું છે. વસ્ત્રાલંકાર અમે ખુશીથી લીધાં તેમાં તેનો શું અ-
પરાધ! તે રાજાની સ્ત્રી શિલા થઇ તેનો મહિમા વધારો, અને રાજા
પાસેથી લક્ષ્મી લઇ સંસારી અને ગૃહસ્થાશ્રમી થાઓ અમારી એ
ઇચ્છિા છે. બ્રાહ્મણોએ વિચાર્યું કે ચૂક્યા તે ચૂક્યા. હવે તો સ્ત્રી કહે છે
તેમજ ઠીક છે. પછી રાજાને બોલાવી નગર વસાવવા કહ્યું અને
મંદિર બંધાવી ગૃહસ્થાશ્રમી થયા. અને શિલા થએલી રાણીને કહ્યું
કે વરકન્યા પરણે ત્યાં તારી સાક્ષી જરૂર હજો. જે કોઇ લગ્ન કાળે
શિલા પૂજશે તેને સુખસૌભાગ્ય મળશે. અગ્નિની સમક્ષ પહેલું
પૂજન શિલાનું થશે. ત્યાર પછી સર્વે લગ્નનું કાર્ય થશે. તેથી કરીને
હે રાજેંદ્ર, લગ્નના મંગળ ફેરા વખતે લોકો શિલાને નમી કન્યાના
પગનો સ્પર્શ કરાવે છે, અને ચોરીમાંજ તેનું સ્થાપન થાય છે.

**ગુમાનસિંહ**—પ્રધાનજી, આજતો તમે મોટી વાત કહી
સંભળાવી, પણ આવી વાત હું માનતોજ નથી. તમારે મારા કહ્યા
પ્રમાણે કરવું. ડરવાનું કંઈ કામ નથી.

**વીરસિંહ**—બહુ સારૂં મહારાજ. (વસ્ત્રાલંકાર લાવી આપે
છે.) (બ્રહ્મપુત્રોને) તમારામાંનો એક આ પહેરો. જેવાં તમારાં કિસ્મત
જે કાર્ય કરાવે તે કરો. રામ રામ રામ! શ્રીહરિ! નારાયણ!

**વિદ્યાધર**—અરે રાજેંદ્ર,

બગીયાંજી બગીયાંજી બગીયાંરે મારો બાલમ બીરાજે સારી બગી-
યાં—એ રાગ. ૧૦૭

નહિં ધરૂં નહિ ધરૂં નહિ ધરૂંરે રાજસ્ત્રિનો પોશાક હું તો નહિ ધરૂં.
કુકર્મ એવું કેમ કરૂંરે, રાજ સ્ત્રીનો પોશાક હું તો નહિ ધરૂં.

લાજે જનુની જન્મ દેનારાં ગુરૂવચન હું ભંગ કરૂં રે, રાજ ૧
લાજે જનોઇ આ બ્રાહ્મણ કેરી, જો વેદમાર્ગને પરહરૂં રે, રાજ ૨
નથીજ વરવું નથીજ પરણવું, નથીજ પેટ એમ ભરવું રે, રાજ ૩
ધિક્કાર છે જો વટપદ મૂકે, વ્યર્થ જગતમાં જનમવું રે, રાજ ૪
લોભ નથી કંઇ લક્ષ્મી કેરો, ઘોની રજા અમારે ઘેર જવું રે, રાજ ૫

**શ્યામવાન**—(સવિદ્યાધરને) ભાઈ, એમ ઉધ્ધતપણે રાજદ્વારમાં વર્તવું નહિ. રાજાની આજ્ઞા પ્રમાણે વર્તો. ચાલ, તું ના પહેરે તો હું પહેરૂં લાવ કપડાં ).

**સવિદ્યાધર**—બહુજ ડાહ્યો લે પહેર ત્યારે તુંજ. લોભ પાપનું મૂળ તે આનું નામ. ( કપડાં બતાવે છે )

**શ્યામવાન**—( વસ્ત્રાલંકાર લેતાં લેતાં ) ખરે પેટ કરાવે વેઠ. આવી ભરાયા તે શું ઇલાજ? ન આવ્યા હત ને ગામડે જઇ ભિક્ષાવૃત્તિ કરી હત તો શું હતું ? હશે, જે થઈ તે થઇ. હવે રાજાની આજ્ઞાનું ઉલ્લંઘન કેમ થાય ? માટે જે થાય તે ખરૂં. સ્ત્રીનાં લૂગડાં પહેરે છે અને ગાય છે. )

હાં હાં કેવી છે ગમત—એ રાગ ૧૦૮

હાં હાં કેવી છે કુદરત, શું કામ કરાવે કિસ્મત,
નર મટી થવું છે નારી, આ પેટ પડ્યું ભિખારી
ભિખારી, લાચારી-- શું ૧
કેવી પહેરી છે સાડી, શિર કેશ અંબોડા વાળી
કરમાં કંકણ છે ખળકે, નાકે નથની તો લળકે,
લળકે, છે ઝળકે શું ૨

કુંડળ આ કેવાં શોભે, સુખ ચંદ્ર બિંબ સમ ઓપે
કેવી કંચુકી કસતી, મન મોહન મનમ વસતી,
વસતી, રે હસતી. શું ૩
હવે ચાલ આપણે જઇએ, વિવાની લક્ષ્મી લઇએ,
જઈ ભૂપ પત્નીને ઠગવા, સોળે શણગારો સજવા
સજવા, રે ધરવા. શું ૪

(સવિદ્યાધરને) ચાલ ભાઈ હવે જઇએ, મહારાજની આજ્ઞા લઇએ.

**ગુમાનસિંહ**—જાઓ પુત્રો. નિર્વિઘ્ને પાછા આવો. પ્રધાનજી, કચેરી બરખાસ્ત કરો. ( સર્વે જાય છે. )



## પ્રવેશ. ૮

### સ્થળ—નૈષધદેશનો રસ્તો.

### શ્યામવાન અને સવિદ્યાધર.

**શ્યામવાન**—અરે ભાઇ, પરમેશ્વરે પેટ ના આપ્યું હત તો કેવું સારૂં ? આવું અવિહિત કાર્ય કરવું પડત નહિ પિતા જાણે કે રાજા ધર્મી છે તે લક્ષ્મી આપશે. પણ તેના આવા અયોગ્ય કર્મની કંઇ ખબર હતી ?

**સવિદ્યાધર**—હા ભાઇ, ખરૂં છે. આ અરણ્યમાં તું અને હું સિવાય કોઈ નથી. એક બીજા સાથે પશ્ચાતાપની વાત કરી ચાલ્યા જઇએ. હવે માર્ગ કેટલો કાપવાનો બાકી રહ્યો ?

**શ્યામવાન**—હવે તો થોડુંજ છેટું છે, ચાલ હું તો જરા જલદીથી ચાલું છું. ભાઈ જરા પગ ઉપાડ એમ ધીમે ધીમે ચાલ્યાથી ઝટ છેડો આવે એમ નથી. જરા ઊતાવળ કર,

સવિદ્યાધર—ધીમા ધીમા ચાલો મારા પ્રાણરે—એ રાગ. ૧૦૯

હવે ધીમા ચાલો થઈ નારરે,
પગ તમારા આ દાઝી જશે.
કાંટા વાગી જશે, તું વિચારરે—હવે. ૧
કોમળ લંકી કામની જાણે સાચી હોય,
મધુરતાની મોહની, કૃત્રિમ ના કળે કોય,
બહુ રેતી તપી છે આ રણને વિષે
તને વગડાનો વાયુતો લાગ્યો દિસે,
જરા બેસો અહિંયાં વિસામા મીષે, તું વિચારરે હવે. ૨.

શ્યામવાન—મેં વળી મશ્કરી કરે છે કે? હમણા આ કપડા ઉતારી નાખીશ. પોતેતો સ્ત્રી પોશાક પહેર્યો નહિ; મને પહેરાવ્યો, ને વળી મશ્કરી કરે છે. શરમાતો નથી?

સવિદ્યાધર—ભાઇ, હું તો અમસ્થો હસું છું. રીસ ન કર. ચાલ ભાઇ હું ભૂલ્યો, હવે જે થયું તે ખરૂં પણ આપણા પિતાજી જાણશે તો બન્નેના ભોગ મળશે. તે જાણે તો તો એમજ કહે કે લોટ માગી ખાઓ. લક્ષ્મી નથી જોઇતી. આવું નીચ કર્મ કરી વેદ ધર્મ લજવ્યો. ભાઇ, આપણે પિતાજીને અજાણ્યા રાખ્યા, એ ખોટું કર્યું હો. રાજાના ભયથી તું ગભરાઇ ગયો. તેણે જેમ કહ્યું તેમ કર્યું પરિણામે જે નીવડે તે ખરૂં. (બન્ને ચાલ્યા જાય છે.)

—o-oo-o—

## પ્રવેશ ૯.

### સ્થળ નૈષધદેશમાં સીમંતિનીનો મહેલ.

દાસીઓ, પછીથી સીમંતિની અને ચંદ્રાંગદ, શ્યામવાનસ્ત્રીરૂપે,

અને સવિધાધર.

**સાત્વિકા**—બહેન શશિકળા તું સુખડ ઉતાર, ત્યાં હું આ ફૂલ છૂટાં કરી મૂકું આજે સોમપ્રદોષની પૂજા છે, તે તું જાણે છે કે?

**શશિકળા**—વારૂ બહેન, વહેલી થજે હાં. હમણાં મહારાણી સીમંતિની બા આવશે. તે બધું તૈયાર નહિ હોય તો નારાજ થશે તેથી જલદી કરજે. એ વ્રત કંઈ નવું કરવા માંડ્યું છે કે હું ન જાણું?

**સાત્વિકા**—બહુ સારૂં, બહુ ડાહી ન થા અમે અમારૂં કરશું. બ્રહ્મપદને નૈવેદ ધરવા માટે ભોજન બધુંએ કરી મૂક્યું છે, આવે તેટલી વાર.

**શશિકળા**—ઠીક ત્યારે, પણ જો માતાજી તો આ આવ્યાં.

**સાત્વિકા**—વખત જતાં શું વાર? બે કામ કર્યાં નહિ કર્યાં ત્યાં તો વેળા થઈ ગઈ. ઉતાવળ કર. બધી સામગ્રી ગોઠવી તૈયાર કરી રહી છું. મૂઝાય છે શું? ચાલ ઊભી થા.

(સીમંતિની, ચંદ્રાંગદ તથા બ્રહ્મપદ આવે છે,)

**બન્ને દાસીઓ**—માતાજી, પિતાજી, નમન કરીએ છીએ.

**સીમંતિની**—સાત્વિકા, પૂજા સામગ્રી તૈયાર છે કે? આ બ્રહ્મ-પદને બેસવા આસન આપ.

**સાત્વિકા**—બાઈ સાહેબ, મહારાજા સાહેબ સારૂ આ સિં-હાસન ગોઠવી રાખ્યું છે. આપની વાસ્તે આ તેની પડખે સિંહમુખી બાજઠ માંડ્યો છે. અને બ્રહ્મપદ માટે આ આસન પાથરી બે બાજઠ ગોઠવી મૂક્યા છે.

**સીમંતિની**--બીરાજો દ્વિજ મહારાજ, પત્ની સહિત બીરાજો. (૨ જાને) સ્વામીનાથ, આ સ્ત્રી પુરૂષ હશે કે કૃત્રિમ વેશધારી! કંઇ શંકા આવે છે, પ્રાણનાથ.

**ચંદ્રાંગદ**--પ્રિયા આત્મારૂપી ઇશ્વર સર્વમાં છે. એમ માની નિઃશંક પણે પૂજન કરો. આપણે શંકા લેવાની શી જરૂર છે?

**સીમંતિની**--પ્રાણનાથ, ખરૂં કહો છો આપણા મનથી તો ઇશ્વરપાર્વતીજ છે, એમ સંકલ્પ કરો. કર્મના ફળ પ્રભુ તેને આપશે હું તો આપની આજ્ઞાએ તેનું પૂજન કરૂં છું.

**ચંદ્રાંગદ** --એમજ ઘટે, મારી વહાલી.

**સીમંતિની**--દાસી, પૂજાની સામગ્રી શું શું તૈયાર કરી છે? કહીજા જોઉં, કંઇ વસ્તુ ભૂલી તો નથી? મારે પૂજા સમય થયો છે. હવે હું પૂજન કરી લઉં,

**શશિકળા** } **સાત્વિકા** } --બાઈ સાહેબ કરી રાખેલી સામગ્રી વિષે અમે આપને નિવેદન કરીએ છીએ.

વાગે વાજાં વિભુનાં વાગે વાજાં વિભુનાં--એ રાગ, ૧૧૦
કરો પૂજન પ્રીતે (૨) બાઈ પુષ્પ પત્ર ઘંટ વાગે ઘણણણણ
ધરો નૈવેદ્ય નાનાવિધ (૨) ધુપની ધમક જાય ધમમમમ
કરો આરતિ કપૂર (૨) વળી દીપ જ્યોત દીસે ઘણી ઝળળળળ
ચૂવા ચંદન મોગરો, કેશર ગુલાબ જાઇ
ચંપો કરવીર કેતકી, સુખડ બીલીરે, સુખડ બીલીરે
વળી કંકુ ગુલાલ સિંદુર તો રે, અબીલ સાળ તો છે,

## પ્રવેશ ૧૦.

### સ્થળ--માર્ગ.

### સવિદ્યાધર તથા સ્યામવાન ( સ્ત્રી રૂપે. )

**શ્યામવાન**--અરે પ્રિય સવિદ્યાધર, આમ ઉતાવળા શું ચલો છો ? જરા ધીમા ચાલો તો સારૂં. હું તો થાકી ગઈ છું. અને હવે મારાથી તમારો વિયોગ વેઠાતો નથી.

સગીર વયમાં લાગો છો સકુમાર કેવા--એ રાગ, ૧૧૭.
વ્હાલા વિરહના બાણ ન વેઠાય જરા,
થાઓ સુખ કરા, હળવા ચાલો જરા. (૨) હાં હાં હાં હાં
વ્હાલા ૧

જુઓ ભ્રમર કમળ કેરી પ્રીત કરી, જળ વિના જીવે ન મીન એક ઘડી.
તમે છો ચંદ્ર મારા, હું ચકોરી પ્યારા (૨) હાં હાં હાં હાં વ્હાલા. ૨
ચતુ આવું ઘટે નમેરા નાથ નહિ, તમ વિના આ રણમાં બીજો
સાથ નહિ,
જુઓ મુજ મુખ કેવું, જાણે પૂર્ણ ચંદ્ર જેવું; (૨) હાં હાં હાં હાં વ્હાલા. ૩
હવે વેગે ચલું ને પિયુને હું ઝાલું, અરે જલદી જટ વિયોગ દુઃખ ટાળું.
ઓરા આવો પ્યારા, કરો સુખી દારા, (૨) હાંહાહાંહાં વ્હાલા, ૪
ફસાવી આવા જંગલમાં લાવીને મને, ઘટે એવું નહિ ખરે હો નાથ તને,
હતી નહિ પ્રીત તને, પરણ્યા શીદ મને (૨) હાં હાં હાં હાં વ્હાલા. ૫
હાસ્ય આવું કરવું ઘટે નહિ નાથ મારા, તમે હૈયાના હાર નયનનાજ તારા,
લાગીહું પાય પ્યારા, વિનવું કંથ મારા. (૨) હાં હાં હાં હાં વ્હાલા. ૬

**સવિદ્યાધર**--અરે ભાઇ, તું આ શું કરે છે. ? જો હવે રસ્તો દૂર નથી અકળાય છે શું કામ ? આમ વિપરીત ભાગ્ય કરવું તને

અટતું નથી. તારી બુદ્ધિ કેમ ભ્રમિત થઇ ? શું શાપ તો નથી થયો ?

**શ્યામવાન**– અરે પણ જરા પાછું ફરીને જુઓ. છેક નિર્દય શું થાઓ છો ? પીયુ, તમને આ કઠિનતા ઘટતી નથી. જરા રોકાઓ.

**સવિદ્યાધર**—( આશ્ચર્યથી ) મનમાં અરે આનો તદ્રૂપ સ્ત્રીજ થઇ ગઇ છે. શું પ્રભુનો કોપ થયો ? અરે હવે તેનું શું કરવું ? ( ચાસન, ખરેજ, તું તો સ્ત્રીજ થઇ ગયો. હવે તારા પિતાને શું જવાબ દઇશું ? તે બહુ દુઃખી થશે. તને કંઇ જ્ઞાન નથી. પણ મારુ તો મન જાણે છે. અરેરે શું ઉપાય કરું ?

**શ્યામવાન**—હું તો સ્ત્રીજ છું તો. તમે વળી પુરૂષ કયે દિવસ જોયો ? ખોટી શોચના કોને માટે કરો છો ? જવાબ કોને દેવો છે ?

**સવિધાધર**—( મનમાં ) અરે આનીતો બુદ્ધિ પણ ફરી ગઇ. પૂર્વની સ્મૃતિ પણ નાશ થઇ. દગો કેઇનો સગો નથી. ( ચાસન ) ભાઇ આ દગાનું ફળ, ચાલ હવે આ ઘર આવ્યું. તારી કર્મકથા કરવાનો વખત આવ્યો. ( બન્ને ચાલ્યા જાય છે. )

---

## પ્રવેશ ૧૧.

### સ્થળ—વેદ મિત્રનું ઘર.

### વેદમિત્ર સારસ્વત; તેની સ્ત્રી નર્મદા પછીથી સવિધાધર અને શ્યામવાન.

**સારસ્વત**—મિત્ર, આપણા પુત્રો હજુ કેમ ન આવ્યા ? કંઇક રોકાયા, તે લાભીને આવશે, એમ લાગે છે.

**વેદમિત્ર** – ભાઇ તે આવતા હશે. રાજાની પાસેથી તરત નીકળે તો તો વાર ન લાગે પણ ત્યાં રોકાયા હશે. ગયા છે તે કંઇક લાવશે. ભણ્યો ભૂખે મરે નહિ. એ સિદ્ધ છે.

**સારસ્વત**—હા, એમજ છે. પેલું આવે છે તે કોણ ? આપણાપુત્રો તો નહિ હોય ?

( સવિદ્યાધર અને સ્ત્રી વેશે શ્યામવાન આવે છે. )

**સવિદ્યાધર**--પિતાજી, પ્રણામ કરું છું.

**વેદમિત્ર**—કલ્યાણ બેટા, આ લજ્જાળુ સ્ત્રી કોણ છે ? બારોબાર લગ્ન કરી આવ્યો કે શું ? સવિદ્યાધર, શ્યામવાન ક્યાં છે?

**સવિદ્યાધર** -પિતાજી, કહેતાં જીભ અટકે છે, પણ કહું છું. સ્ત્રી રૂપે એતો શ્યામવાન છે, પિતાજી.

**સારસ્વત**—શું તે સ્ત્રી થઈ ગયો ? એ શું ? એ થયું શું ? સત્વર બોલ. આ શું ? હું તો મૂઝાઈ ગયો છું. થયું શું ? કંઇ સમજાતું નથી.

**નર્મદા**--હવે મૂઝાયા. કેમ, જાણતા ન હતા કે રાજા અહંકારી અને અવિચારી કાર્ય કરે તેવો છે ( મનમાં ) અરે મારા પુત્ર, તારી શી દશા થઇ ?

**સવિદ્યાધર**--પિતાશ્રી, અમે રાજા પાસે ગયા, આશિર્વાદ દઇ યાચના કરી, તો રાજાએ કહ્યું કે ચંદ્રાંગદની રાણી સ્ત્રી પુરૂષનું જોડું સોમવારને દિવસ જમાડે છે. તો ત્યાં નૈષધદેશ જાઓ. હું એટલી લક્ષ્મી આપી શકીશ નહિ. પિતાજી, અમે ઘણીએ ના પાડી પણ તેણે ઘણા આગ્રહથી અમને વસ્ત્રાલંકાર આપી કૃત્રિમ વેષમાં મોકલ્યા.

**સારસ્વત**—અરે દુષ્ટ રાજા, તેં મારૂં ઘર ધૂળ કર્યું. તેં બળિયા સાથે બાથ ભીડી ? ચાંડાલ, તેં શિવ રૂપ સીમંતિની મહા સતીને છેતરવા છળ કરી મારા ગરીબ બ્રાહ્મણનું ઘર ધૂળ મેળવ્યું.
( રૂએ છે. )

**સવિદ્યાધર**--પિતાજી, તેના પુન્યની શી વાત ? પૂજા કરી કે તુરત શ્યામવાન સ્ત્રી રૂપે થઇને પૂર્વ સ્મૃતિ પણ ભુલી ગયો. મને તો એ ઘણુંજ લાગે છે. ભાવિએજ ભુલાવ્યા.

**વેદમિત્ર**--તે ખરૂં બ ઇશ્વરની સાથે દગામાં શું ફળ ? જુઓને જરાએ બોલે છે ? જાણે મૂઢ બન્યો.

**નર્મદા**--અરે ભગવાન , હવે શું કરૂં ? આ વૃદ્ધાવસ્થા થવા આવી. હવે પુત્ર ક્યાંથી મળે ? અને ઘડપણ કોણ પાળે ? તમે બન્ને બ્રાહ્મણોએ પૈસાની લાલચે મારા પુત્રને નર મટાડી નારી કર્યો હાય ! હાય ! રે પ્રભૂ ! જરા ઘેર આવી પૂછવું તો હતું કે રાજા કહે છે તે કરીએ કે કેમ ?

**સારસ્વત**--હવે રોઇશ નહિ. તે કોણ જાણતું હતું કે રાજા આવું વિપરીત કામ કરશે ? પૈસા આવ્યા હતતો રાજી રાજી થાત. ને જરાએ બોલત નહિ. હવે ડાહી થાય છે તે. જે ભાવી હશે તે થયુ. ભાવિના બળથી એકવાર અર્જુને પણ સ્ત્રી અવસ્થા ભોગવી છે. અર્જુન માફક થોડા વખતમાં તે પાછો પુરૂષ થાય એમ ઉપાય કરીએ.

**નર્મદા**--અરે બળ્યો તમારો પૈસો મારો વિદ્યા નિપુણ પુ હતો તો પૈસોજ હતો. હવે ફાંફાં મારવા ફોગટ. દેવલોકની ખ તે આપણે હોઇ શકીએ ! અર્જુન તો હરિનો અંશ હતો. તે પણે ક્યાં સરખામણી કરશું ?

**વેદમીત્ર**--ભાઈ, એ પંચાત મૂકો. થઇ તે થઈ. ચાલો રાજા પાસે જઇએ. કંઇ શાપનું નિવારણ કરી શકે તેમ હોયતો.

**સારસ્વત**--ચાલો, એ ઠીક છે.

( વેદમિત્ર, સારસ્વત, અને નર્મદા જાય છે. )

**શ્યામવાન**--પ્રાણનાથ, આપણે લાંબી મુસાફરી કરીને ઘેર આવ્યા, તો અહિં બધા એકઠા થયા હતા, તેમાંથી મનેતો કોઇએ બોલાવી પણ નહિ. ને બધા રોવા અને કકળાટ કરવા લાગ્યા ને પછી રાજા પાસે જવા ચાલી નીકળ્યા. તે કેમ વારૂ ? એ બધા કોની વાત કરતા હતા ?

**અવિદ્યાધર**--( મનમાં ) આતો અહિં પણ કંઇ સમજ્યો નહિ ને મને પ્રાણનાથ કહીને વાત કરી. સારૂં થયું કે બધાના દેખતાં કંઇ બોલ્યો નહિ. હવે એને ભૂખ લાગી હશે. તે જમવા માટે અહિંથી તેડી જાઉં. પછી વળી જે બને તે ખરૂં. એટલામાંતો પિતાજી વિગેરે પાછા આવશે. ને કંઇ રસ્તો નીકળશે. ( ચાસન ) ચાલ હવે, આપણે જમવા જઇશું. પછી એ બધી વાતો કરશું.

( બન્ને જાય છે. )

—o-oo-o—

# પ્રવેશ ૧૨.

## સ્થળ—વિદર્ભદેશ. ગુમાનસિંહનો રાજ્ય મહેલ.

**ગુમાનસિંહ**--પ્રધાનજી, આપણે તે દિવસે બ્રાહ્મણના પુત્રોને મોકલી આપ્યા તેનું શું થયું ? તે પાછા આવ્યા કે નહિ ? કંઈ ખબર પડી કે ?

વીરસિંહ—અરે મહારાજ, તેની તો શું વાત કહું ? હું નહોતો કહેતો કે વિપરીત કાર્ય કરવું નહિં પરંતુ આપે માન્યું નહિ. આખરે ઈશ્વરે તેના પર કોપ કર્યો.

ગુમાનસિંહ—તેમાં શું વિપરીત કાર્ય છે ? જ્યાં ત્યાં તેને પૈસો મેળવી આપવો, તેની યુક્તિ- ઈશ્વરનો કોપ શું થયો વળી ? તે કહો તો ખરા. હું તો કંઇ જાણતો નથી.

વીરસિહ—મહારાજ, તે યુક્તિ શા અર્થની ? જે સ્ત્રી થઇને ગયો હતો, તે છોકરો તો ખરી સ્ત્રી બની જઈ મૂઢતાને પામ્યો. પુર્વ સ્મૃતિજ નથી. એજ પ્રભુનો કોપ. એમાં કંઇ સંશય નહિ.

ગુમાનસિંહ—હેં શું એમ થયું ? અરે, આતો બહુ વિપરીત. મારૂં તો મન દિલગીર થાયછે. આવું સત્ય તો મેં જાણ્યું નહોતું. હસવું કરતાં હાનિ થઇ. હવે શું થશે ?

વીરસિંહ—હવે શું થાય મહારાજ ? ગરીબ બ્રાહ્મણનું ઘર ભાંગી ગયું. ક્રોધથી શાપ ન દેતો સારૂં. એ બ્રાહ્મણ મહા ક્રોધી છે વળી તેને એ એકજ પુત્ર હતો.

ગુમાનસીંહ—પ્રધાનજી, સીમંતિનીના સત્યનો પ્રભાવ આટલો બધો હશે, એમ હું ધારતો નહોતો. મેં તો આટલા દિવસ બધું ખોટુંજ માન્યા કર્યું. હું એમ ધારતો હતો કે કીર્તિ વધારવાને ચંદ્રાંગ ઢોંગ કરે છે.

વીરસિંહ—મહારાજ, કોઇ મોટા માણસની સેવા કરે છે તે તે વશ થાય છે. તો ઇશ્વરની સેવા કેમ અફળ હોય ? એવા ધૂતારા ઢોંગ એવા સત્યવાદીમાં હોયજ કેમ ? એ વિચારજ ખોટો લાવ્યા.

**ગુમાનસિંહ**—હા, એતો ખરૂં છે. પણ તમે બ્રાહ્મણના શાપ વિષે કહ્યું તે બધું ખોટું. (ધર્મગુરૂને) એવોતો મને વહેમ નથી. એના શાપથી શું થાય?

**ભારદ્વાજ**—અરે રાજેંદ્ર, તું શું કહે છે? છેક અજ્ઞાનતા શું કરે છે? બ્રાહ્મણના શાપથી તો એક ઇક્ષ્વાકુ કુળનો ચિત્રવર્મા નામે રાજા રાક્ષસ રૂપે થઇ ગયો હતો. તે તને ખબર નથી?

**ગુમાનસિંહ**—ગુરૂ મહારાજ, તમે કહો છો તે રાજાને શાપ કેમ થયો?

**ભારદ્વાજ**—રાજેંદ્ર, તારે તે વાત સાંભળવાની ઇચ્છા છે, તો હું તને સંક્ષેપમાં કહું છું તે સાંભળ.

**ગુમાનસિંહ**—મહારાજ, ઘણી કૃપા. હું તે સાંભળું છું. આપ કહો.

**ભારદ્વાજ**—રાજાન, એક ઇક્ષ્વાકુ કુળમાં ચિત્રવર્મા નામે મહા ધનુર્ધારી અને રૂપ યૌવનવાળો ધર્મધુરંધર રાજા હશે. તેને શિકારનો ઘણો શોખ હોવાથી નિરંતર શિકાર કરી મહા પ્રૌઢ જાનવરોને મારતો. એક સમયે યોનાકાર નામના રાક્ષસને તે રાજાએ માર્યો. અને હર્ષથી ઘેર આવ્યો. હવે યોનાકાર રાક્ષસનો નાનો ભાઇ પોતાના જ્યેષ્ઠ બધુંના મોતથી ઘણો દુઃખી થયો. અને વેર વાળવાનો વિચાર કરી, બળથી તો તે રાજાને કોઈ જીતી શકે તેમ હતું નહિ. તેથી રાજાને ઘેર નોકર રહી, વૈર લેવું એમ ધારી રાજા પાસે નોકર રહેવા ગયો. તેની લાવણ્યતા, અને શરીરની પ્રૌઢતાથી રાજા ખુશી થઇ ગયો. અને તેને નોકર તરીકે રાખી લીધો.

**ગુમાનસિંહ**—મહારાજ, તેનું રાક્ષસીરૂપ બદલવાથી રાજા છેતરાયો હશે.

**ભારદ્વાજ**—હા, હવે એમ કરતાં રાજાના પિતાનું શ્રાદ્ધ આવ્યું. તેથી વશિષ્ટ ઋષિને ભોજન અર્થે બોલાવ્યા. તે વખતના ઋષિઓ માંસાહાર કરતા હતા. તેથી નાના વિધના માંસ, શાક વિગેરે રસોઇ પીરસી તૈયાર રાખી. હવે એટલામાં વેર વાળવાનો લાગ સાધી રાક્ષસે તે રસોઇમાં માણસનું માંસ પીરસ્યું. વશિષ્ટ જેવા જમે છે કે તુરત નરમાંસનો સ્વાદ આવ્યો. રાજાને કોપ કરી, ધિક્કાર આપી, શાપ આપ્યો કે તું રાક્ષસ થા. તેં મને જમવા તેડી નરમાંસ ખવડાવ્યું તેથી મુઢતાને પામી વનચર થઈ સર્વભક્ષી થા. રાજાને શાપ થયો. નોકર રૂપે રહેલો રાક્ષસ હર્ષ પામી અંતરધાન થઇ ગયો. રાજા કંઇ પણ કપટની વાત જાણતો નહોતો તેથી તે ગુસે થઇને ગુરૂને શાપ દેવા તૈયાર થયો.

**ગુમાનસિંહ**—શું રાજા ગુરૂને શાપ દેશે? રાક્ષસે તો બહુ કુતૂહલ કર્યું.

**ધર્મગુરૂ**—રાજેંદ્ર, તું સાંભળ. તે રાજાની સ્ત્રી દમયંતિને નામે ઘણી પતિવ્રતા સતી હતી. તેણે કહ્યું કે પૂર્વ સંસ્કાર ભોગવ્યા વિના છૂટકો નહિ. ગુરૂને શાપ દઇ અપરાધી થશો નહિ સ્વામીનાથ. તમે યોનાકાર રાક્ષસને માર્યો તો તેનું વૈર લેવાને આ કૃત્ય તેના લઘુ ભ્રાતે કર્યું છે. ( વશિષ્ટને ) વશિષ્ટ મહારાજ મુજ ઉપર અનુગ્રહ કરી શાપનું નિવારણ કરો.

**ગુમાનસિંહ**—હવે એ ઋષિના શાપનું નિવારણ થશે ખરૂં કે, મહારાજ?

ધર્મગુરૂ—હા, રાજેંદ્ર, તું સાંભળ. પછી વશિષ્ટ ધ્યાનથી જોયું તો રાજા નિરપરાધી હતો. અને રાક્ષસનું વૈર લેવા અર્થે કપટ હતું. તેથી વશિષ્ઠે પસ્તાવો કર્યો, અને કહ્યું કે મારૂં વચન મિથ્યા તો નહિ થાય, પણ ૧૨ વર્ષે પાછો મનુષ્યરૂપ ધરી રાજ્ય કરજે. રાજા રાક્ષસ થયો. વનમાં જેને તેને મારી ખાયને મૂઢતાને પામ્યો. એકવાર બ્રાહ્મણનાં વરકન્યા પરણી જતાં હતાં તેમાંથી તે રાક્ષસ રૂપી રાજાએ વરનો વધ કર્યો. તેની સ્ત્રીએ હજુ સુખ ન લીધેલું, ને પોતાના ધણીનો વધ કરેલો જોઇ ક્રોધથી શાપ દીધો કે ૧૨ વર્ષે રાજ્ય ગાદીએ બેસે અને જ્યારે તું તારી સ્ત્રીને એકાંતમાં મળે ત્યારે તારૂં મૃત્યુ થજો. જેમ મારી આશા તેં ભંગ કરી તેમ તને પણ હજો.

ગુમાનસિંહ—શું વળી પાછો શાપ થયો કે! વળી એને તે પણ ભોગવવો પડશે કે?

ધર્મગુરૂ—રાજેંદ્ર, પાપતો નિરંતર પાછળજ પડે છે. તેમાંથી છૂટવું મુશ્કેલ છે. પછી ૧૨ વર્ષ પૂરાં થયે રાજા ઘેર આવ્યો. રાણી ઘણી સતી હતી. તેથી તે શાપની વાત જાણતી હતી. એટલે સમય ચૂકવી રાજાના જીવની હાનિ થતી બચાવી. અને તેણે વશિષ્ઠ પાસે જઇ પુત્ર માગી લીધો. વશિષ્ઠની કૃપાથી તે રાજાને પુત્ર થયો. તેને રાજ્ય આપી ગૌકરણમાં ધણી ધણિયાણી તપ કરવા ગયાં, અને પાપ નિવારણ થયેથી શિવપદ પામ્યાં. રાજેંદ્ર, શાપના દોષથી એટલાં દુઃખ સહન કર્યાં. પણ નીતિવાન હોઇને ઇશ્વરને પામ્યાં. તો હે રાજન્, સત્યવાન અને કપટ રહિત રહેવું એ ઘણું ઉત્તમ છે.

ગુમાનસિંહ—મહારાજ, આ વાત તો ઘણી સારી છે. આપની શિખામણને અનુસરવા હવેથી કોશીષ કરીશ. (પ્રતિહાર આવે છે.)

પ્રતિહાર—મહારાજ, દ્વિજવરો આવે છે.

વીરસિંહ—આવવા દો તેમને.

ગુમાનસિંહ—અરે પ્રધાનજી, આ તો રડાપીટ કરતા આવે છે. કેટલું અવિહિત કાર્ય મેં કીધું ? હવે હું પસ્તાઉંછું.

(બ્રાહ્મણો રડાપીટ કરતા આવે છે.)

બ્રાહ્મણો—(રાજાને) અરે હાય દુષ્ટ બુધ્ધિરાજા ! તેં આ શું કર્યું ? ધિક્કાર છે તને !

ક્ષત્રિકલંકનો રાગ. ૧૧૪.

ધિક ધિક નૃપ નફ્ટ નાદાન, થયો શું આવો અવિચારીરે.
અરે ભૂલી ગયો તું તો તારૂં ભાન, થયો.
નોતું દેવું તારે દાનજો લગાર, થયો.
પાછા વાળવાતા તારે મારા બાળ, થયો.
નર ટાળી કર્યો નારી મારો તન, થયો.
ધિક નૃપ તને ન આવી શરમ, થયો.
તેં તો બ્રહ્મતણું ભાગ્યું ધર સૂત્ર, થયો.
અરે હવે ક્યાંથી પામીશ હું પુત્ર, થયો.

ગુમાનસિંહ—(તુરત પગમાં પડી) મહારાજ ક્ષમા કરો, ક્ષમા કરો,

## શાર્દૂલ વિક્રીડિત. ૧૧૫

આવ્યો હું શરણે ગુરૂ તમ તણે, ઉગારજો શાપથી
ભૂલ્યો હું પ્રભુ ભાન આ ભવ વિષે, બુડયો પૂરા પાપથી.
જાઉં હું વનને વિષે તપ કરૂં, શંભુ શિવા ઉપરે.
લાવું હું વરદાન થાય ફરીને, નારી મટી સુતરે.

**બ્રાહ્મણો**—( રાજાને ઉઠાડી ) અરે રાજન, આ વખતે તો અમે કંઇ શાપ આપતા નથી કારણ કે શરણે આવેલાને ઉગારવો એ અમારો ધર્મ છે, પણ હવેથી તું એવું કાર્ય કરીશ ના. આ પુત્રી રૂપ પુત્રનું શ્રેય થાય તેમ કર.

**ગુમાનસિંહ**—( ધર્મ ગુરૂને )મહારાજ, હવે હું શું કરૂં ! શા ઉપાય વડે આ બ્રાહ્મણોનું કષ્ટ દૂર થાય..કંઇ યુકિત ઉપામના બતાવો.

**ભારદ્વાજ**—રાજેંદ્ર, ગૌકરણ ક્ષેત્રમાં જઇ ઉમયા ઉપર તપ કરી વરદાન માગો; તેથી કંઇ શ્રેય થશે; જો ઉમયા પ્રસન્ન થાય અને તમારૂં કાર્ય થાય તો.

**ગુમાનસિંહ**—બહુ સારૂં ગુરૂમાહારાજ. ( બ્રાહ્મણોને )દ્વિજવરો તમે હવે તમારે ઘેર પધારો. હું તમારે માટે તપ કરવા જાઉંછું. આ રાજ્ય ગાદી ઉપર તમારા દુ:ખનું નિવારણ કર્યા સિવાય હું બેસીશ નહિં એ નિશ્ચય જાણજો.

**બ્રાહ્મણો**—કલ્યાણ થાઓ, રાજેંદ્ર તારી મહેનત અને શ્રમનું ફળ સુલભ થાઓ.

**ગુમાનસિંહ**—પ્રધાનજી, આરાજ્યની પૂરતી સંભાળ રાખજો હવે હું તપ કરવા ગૌકરણમાં જાઉંછું. કચેરી બરખાસ્ત કરો.

( સર્વે જાય છે.)

## પ્રવેશ ૧૩.



### સ્થળ—ગૌકરણ ક્ષેત્ર.

ગુમાનસિંહ સમાધિષ્ટ થઇને તપ કરે છે. (દેવી પ્રગટ થાય છે.)

**દેવી**—અહો રાજા ગુમાનસિંહ, તું તારૂં ગુમાન છોડીને આજ સાત દિવસથી ભૂખ્યો તરસ્યો નિરાહાર એક આસને બેસી તપ કરે છે, તો હું તારા ઉપર પ્રસન્ન થઇ છું. રાજન્, જે વર માગવાની ઇચ્છા હોય તે સત્વર માગી લે.

**ગુમાનસિંહ**—( જાગ્રત થઇ પગે પડી સ્તુતિ કરે છે. )

**શાર્દૂલવિક્રીડિત. ૧૧૬**

શ્રી અંબે મમ માવડી નમું તને, બ્રહ્માણીરૂપે ખરે,
મમ માયા મંદાકિની સ્તવુંતને, સુજ્ઞાન આપો અરે.
તત્વે આ તુજ ભક્તની કરી દયા, વાઘેશ્વરી તું બની,
નિંદીને સહુ ક્રૂર રાક્ષસ હણી, સંકટ નિવારિણી. ૧
હસ્તે શંખ ત્રિશૂળ ચક્ર ધરીને, થૈ વાઘની વાહની,
દૈત્યો શુંભ નિશુંભ ક્રૂર દળીને, થૈ તુંજ સંહારિણી;
મ્હેષાસુર હણી વળી મદ પીધો, કીધું સુરા પાનરે,
એવી તું સતી મહામતિ ભગવતિ, શૂરાં કીધાં કામરે. ૨
ભક્તોની ભીડ ભાગી લાગી લગની, રે જેહને તાહરી,
દેવી દીન દયાળ વ્હાર કરજે, તું આ સમે માહરી;
પાયે હું પડું તાહરે નથી મને, રે હામ તો નામની,
ટાળીને વળી બ્રહ્મ પુત્ર સુતને, તેં શું કીધી કામિની. ૩

હે અંબે, હે કલ્યાણી, હે રૂદ્રાણી, જો તું મારા પર પ્રસન્ન હો, તો સારસ્વત બ્રાહ્મણનો પુત્ર, જે ઇશ્વરેચ્છાથી સ્ત્રી રૂપે થઇ ગયો છે તેને પાછો પુત્ર કરી આપ. હે માતુ, હે વૃદ્ધ બ્રાહ્મણને એ એકજ પુત્ર છે. દુઃખ નિવારિણી દેવી, સહાય થા. સંકષ્ટ દૂર કર. ગુન્હો ક્ષમા કર.

**દેવી**--હે રાજેંદ્ર, તેં શંકરના ભક્તની હાંસી કરી, એ શંકરની હાંસી કર્યા તુલ્ય છે. એ સતીના પ્રતાપે અને શંકરના વચને એ સ્ત્રી થએલી પાછો પુત્ર થઈ શકશે નહિ. ઇશ્વરની કૃતિને ફેરવનારૂં આખી સૃષ્ટિમાં કોઇ છેજ નહિ. માટે કર્યા કર્મનું ફળ હે રાજા, તું ભોગવ, અને પસ્તાવો કર.

**ગુમાનસિંહ**--માતુશ્રી, આપના દર્શનના પ્રતાપે એ વિપ્રનું દુઃખ નિવારણ થવું જોઇએ. એ વિપ્રનો પુત્ર નર નહિ થાય, તો હું જગતમાં મ્હોં શું બતાવું ? માજી, કૃપા કરો. આપનું દર્શન નિરર્થક જાય નહિ, માતુશ્રી.

**દેવી**—અહો રાજેંદ્ર એ બ્રાહ્મણને એક બીજો પુત્ર થશે. તે પુત્ર આ પુત્ર કરતાં વધારે વિદ્યાવાન થશે. અને આ પુત્રી થઈ છે તે ઘણી સતી સાધ્વી થશે. વિદ્યા નિપુણ થશે. એ પુત્રીનું સવિદ્યાધર સાથે લગ્ન કરાવી આપજે. તેનું નામ સોમવતી રાખજે.

( દેવી અંતર્ધાન થઇ જાય છે. )

**ગુમાનસિંહ**—હવે હું ઘેર જાઉં. બ્રાહ્મણને શાંત કરૂં. અને એ પુત્રિને સવિદ્યાધર જોડે નૈષધ દેશમાં પરણાવું. શીમંતિની અને ચંદ્રાંગદ પાસેજ હસ્તમેળાપ કરાવી આશિર્વાદ અપાવું, અને હું પણ ક્ષમા માગી કૃતાર્થ થાઉં. ચાલ જીવ ઉઠ.

( રાજા જાય છે. )

## પ્રવેશ ૧૪.

---

### સ્થળ—કેદખાનું.

ક્રુરસેન, પછીથી માણસો.

ક્રુરસેન--અરે, જેમ મેં ચંદ્રસેનને કેદખાનામાં સડાવ્યો, એમજ આજ વાત કરતાં ત્રણ વર્ષથી હું કેદખાને સડું છું. ચંદ્રાંગદે હજુ કાંઇ નિવેડો આણ્યો નહિ. અરે જીવ, હવે ફોગટ પસ્તાવું શું?

**જીવને શ્વાસ તણી સગાઈ—એ રાગ. ૧૧૭**

અરે જીવ શું પસ્તાયે મન, નફટ તેં ઇચ્છ્યું પરનું ધન.
ગર્વ અંધ થઇ ઘેરાયો તું, લક્ષ્મી લાલચ માંહી.
આગળ જાતાં શું થાશે તુજ, ચિત વિચાર્યું નાહી. અરે-૧
ગુમાની થઇ ગર્વ કરીને, ચેત્યો નહિ તું કાંઇ,
બંધુવત આ રાયરાણીને, નાખ્યા બંધન માંહી. અરે-૨
નિર્દોષીને દુઃખ દીધાં બહુ, રાખી નહિ સગાઇ,
તે પાપે લેવાયો આજે, પડ્યો કેદની માંહી અરે-૩
દુઃખ વેળાએ, દઈ દિલાસો, સંભારૂં શ્રી રામ,
સુખ વેળાએ લીધું નહિ મેં,એકજ ઇશ્વર નામ. અરે-૪
હવે કોણ છોડાવે બંધન, સત્વર કરીને યાદ,
પડ્યો કેદ પોકાર કરૂં છું, તે કોણ લેશે દાદ. અરે-૫
અરે ખરે આ મારા જીવની, લોભે ગઈ છે લાજ,
સૌ સજ્જન શિખામણ લેજો, બુરૂં કરશો ના કાજ. અરે-૬

(સિપાઇઓ આવે છે.)

**સિપાઈ**--અએ ક્રૂરસેન, ચલ; અબ ચંદ્રાંગદ મહારાજ બો-લાતે હૈ.

**ક્રૂરસેન**--ચાલો ભાઇ, જે થાય તે ખરૂં. બંધનથી છોડે તો તો ઇશ્વર તારો પાડ માનું. ફરી ક્રૂર કૃત્ય કરૂં નહિ.

**સિપાઇઓ**--સાલા કેસા બકરી જેસા બન ગયા હૈ.

(સર્વે જાય છે.)



## પ્રવેશ. ૧૪

### સ્થળ—રાણીવાસ.

ચંદ્રાંગદ, સીમંતિની, પાછળથી બ્રાહ્મણો, ગુમાનસિંહ, ક્રૂરસેન વિગેરે.

**સીમંતિની**—પ્રાણનાથ, સુખના દિવસો જતાં વાર લાગતી નથી. આપની સાથે મેળાપ થયાને આજ ત્રણ વર્ષ થઇ ગયાં. આપની છાયામાં તે મને ત્રણ દિવસ જેટલા પણ લાગતા નથી. પ્રભુએ મને કેવી સુખી રાખી છે? પ્રભુ, તારો અખૂટ પ્રેમ કેમ વિસરૂં?

**ચંદ્રાંગદ**—હા મારી પ્રાણપ્રિયા તું કહે છે તેમજ છે. દુષ્ટ ક્રૂરસેન હજુ કેદખાનામાં સડે છે. તેને પૂછો, કેવા દિવસ જાય છે? સુખના દિવસ જતાં વાર શું?

**સીમંતિની**—પ્રાણનાથ, હવે તેને ઘણી શિક્ષા થઇ છે. માટે તેને બંધનથી મુક્ત કરી યોગ્ય લાગે તે કરો, મહારાજ. શરણે આવ્યો તેને ઉગારવો.

**ચંદ્રાંગદ**—પ્યારી, તેને આપણા રાજ્યમાંથી અન્તવસ્ત્ર મળ્યા કરે અને રાજ્યમાં બેઠો રહે, એ સિવાય બીજું શું તેને માટે કરીએ ?

**સીમંતિની**—હા મહારાજ, એજ ઠીક છે. પગાર કરી આપી કામ સોંપ્યાથી રાજ્યમાં પાછી ખટપટ કરે; જમીન વિગેરે આપવાથી પાછો તે મસ્ત બની જાય; રાજ્યને કોઇવાર નુકશાન કરે. તેથી બંધાણી માફક પડ્યો પડ્યો ખાય એ બહુ ઠીક છે. (પ્રતિહાર આવે છે.)

**પ્રતિહાર**—મહારાજ, વિદર્ભ દેશના ગુમાનસિંહ રાજા બ્રાહ્મણો સહિત આવવા રજા માગે છે. આજ્ઞા હોયતો" અંદર દાખલ કરૂં મહારાજ.

**સીમંતિની**—પ્રાણનાથ, તે કોણ છે? શું કામ આવ્યા હશે ?

**ચંદ્રાંગદ**—પ્રતિહાર પૂછો તેને શું કામ છે ?

( પ્રતિહાર પૂછી આવે છે )

**પ્રતિહાર**—મહારાજ, તે એમ કહે છે કે અમારે માતા સીમંતિનીને તથા ચંદ્રાંગદ મહારાજને પગે પડવું છે. ને અમારા અપરાધની ક્ષમા માગીને આ બ્રહ્મપુત્રોના લગ્ન આપની સમક્ષ કરવાં છે મહારાજ.

**સીમંતિની**—રખેને આપણે બ્રહ્મપદ જમાડ્યું તેજ હોય નહિ ? પ્રાણનાથ. ઇશ્વરની મરજીથી પેલો છોકરો કદી સ્ત્રીવેશેજ રહ્યો હશે.

**ચંદ્રાંગદ**—હા વહાલી, મને પણ એમજ લાગે છે. જે હશે તે હમણા જણાશે. હમણા અંદર આવવા દો. પ્રતિહાર બોલાવો તેને. પ્રભુ કદી કપટ સાંખતો નથી.

( પ્રતિહાર [illegible] લાવે છે. )

**સિપાઈ**--અબે ક્રૂરસેન, ચલ; અબ ચંદ્રાંગદ, મહારાજ બોલાતે હે.

**ક્રૂરસેન**--ચાલો ભાઇ, જે થાય તે ખરૂં. બંધનથી છોડે તો તો ઇશ્વર તારો પાડ માનું. ફરી ક્રૂર કૃત્ય કરૂં નહિ.

**સિપાઇઓ**--સાલા કેસા બકરી જેસા બન ગયા હે.

(સર્વે જાય છે.)



## પ્રવેશ. ૧૪

### સ્થળ—રાણીવાસ.

ચંદ્રાંગદ, સીમંતિની, પાછળથી બ્રાહ્મણો, ગુમાનસિંહ, ક્રૂરસેન વિગેરે.

**સીમંતિની**—પ્રાણનાથ, સુખના દિવસો જતાં વાર લાગતી નથી. આપની સાથે મેળાપ થયાને આજ ત્રણ વર્ષ થઇ ગયાં. આપની છાયામાં તે મને ત્રણ દિવસ જેટલા પણ લાગતા નથી. પ્રભુએ મને કેવી સુખી રાખી છે? પ્રભુ, તારો અખૂટ પ્રેમ કેમ વિસરૂં?

**ચંદ્રાંગદ**--હા મારી પ્રાણપ્રિયા તું કહે છે તેમજ છે. દુષ્ટ ક્રૂરસેન હજી કેદખાનામાં સડે છે. તેને પૂછો, કેવા દિવસ જાય છે? સુખના દિવસ જતાં વાર શું?

**સીમંતિની**—પ્રાણનાથ, હવે તેને ઘણી શિક્ષા થઇ છે. માટે તેને બંધનથી મુક્ત કરી યોગ્ય લાગે તે કરો, મહારાજ. શરણે આવ્યો તેને ઉગારવો.

**પ્રતીહાર**—મહારાજ ક્રૂરસેનને સિપાઇઓ લાવ્યા છે.

**ચંદ્રાંગદ**—બહુ સારૂં. આવવાદો તેને.

( ક્રૂરસેન આવે છે, ને પગમાં પડે છે. )

**ક્રૂરસેન**—મહારાજ, મારાપર દયા કરી મને છોડો. હું કદી આવાં કામ કરીશ નહિ.

**ચંદ્રાંગદ**—ક્રુરસેન, તમારા કૃત્યના બદલામાં તમે ત્રણ વર્ષ કેદ ભોગવી એજ બસ છે. તેથી આજે હું તમને છોડી મુકું છું. અને આ રાજ્યમાંથી ખોરાકી પોશાકી લઈ તમારૂં ગુજરાન કરો. આયંદે એવું કાર્ય કરશો નહિ. ( છોડી મુકે છે. )

**ગુમાનસિંહ**—મહારાજ, હવે આ વરકન્યાના હસ્તમેળાપ કરાવી આપજ આશિષ આપો.

**ચંદ્રાંગદ**—( હસ્તમેળાપ કરાવે છે. )

**ચંદ્રાંગદ અને સીમંતિની—અનુષ્ટુપ. ૧૧૮**

થજો સુખી સદા જોડું, યાવત ચંદ્ર દીવાકર,
સતી સ્ત્રી શીલને ધારી, સ્વામી સુખે રહે સદા.
અષ્ટ પુત્રો થજો એને, ભક્તિવંતા સુશીલતો,
ઇષ્ટ સેવા કરી સાચી, પ્રભુ ચર્ણે રહો સદા.

( આશિષ આપે છે. )

**બ્રાહ્મણો**—ચિરંજીવી રહો, સુખશાંતિ ભોગવો. સુમાર્ગે દુનિઆમાં વર્તજો. અને સદ્‌ગુણી થજો. અસ્તુ ! અસ્તુ ! અસ્તુ !

**સીમંતિની**—પ્રાણનાથ, માતાના વચનથી શુભ ક્રિયા નિર્વિઘ્ને સમાપ્ત થઇ છે. માટે આપણે સ્તુતિ કરીએ.

**ચંદ્રાંગદ**—બહુ સારૂં.

પ્રતિહાર--મહારાજ, આ ગુમાનસિંહ આવ્યા.

ગુમાનસિંહ--માતા પિતા પાયે પડું છું.

બ્રાહ્મણો--અખંડ કલ્યાણ! અખંડ કલ્યાણ! મહારાજ ચંદ્રાંગદનું અખંડ કલ્યાણ.

ચંદ્રાંગદ—અહો રાજા ગુમાનસિંહ, તમે ક્યાંથી? અને આ બધા કોણ છે? શા સારૂ આવ્યા? આ બ્રાહ્મણોએ મારો આવાસ પવિત્ર કર્યો, તેથી હું બહુ કૃતાર્થ થયો.

ગુમાનસિંહ--મહારાજ, મેં પાપીએ આ પુત્રોને આપને ત્યાં છળભેદ રૂપે ભિક્ષા અર્થે મોકલ્યા તે તેજ સ્થિતિમાં રહ્યા. ત્યાર પછી મહારાજ, મેં પાર્વતી ઉપર તપ માંડયો. તો મને મહા ધિક્કાર મળ્યો કે ભક્તજનની મેં નિંદા કરી તે મોટો અપરાધ કર્યો. તેથી હું આપ ઉભયની માફી માગવા અત્રે આવ્યો છું. મને મારા કૃત્યની ક્ષમા કરો. અને આ ઉભયનાં લગ્ન કરાવી આશિષ આપો.

ચંદ્રાંગદ—બહુ સારૂં, ફીકર નહિં. સોનાને કસોટીપર લેવાનો દુનિયાનો રીવાજ છેજ. પણ આ બ્રાહ્મણોને શું કામ છે?

ગુમાનસિંહ—મહારાજ, પાર્વતીના વચને આ બે વરકન્યાના શુભ લગ્ન કરવાં છે. અને આ વૃધ્ધ બ્રાહ્મણો તેમના માતાપિતા છે. લગ્ન આપની સમક્ષ કરવા અમો સહુની ઇચ્છા થવાથી અત્રે આપને વિનતિ કરીએ છીએ કે તે કાર્ય આપના સમક્ષજ મહારાજ.

ચંદ્રાંગદ—બહુ સારૂં, તેમ કરો. (સીમંતિનીને) આ શુભ પ્રસંગે કુરસેનને પણ છોડવાનો મારો વિચાર થાય છે.

સીમંતીની—બહુ સારૂં પ્રાણનાથ આપે તેને તેડાવ્યો છે, તે હમણાંજ આવશે. (પ્રતિહાર આવે છે.)

**પ્રતીહાર**—મહારાજ ક્રૂરસેનને સિપાઇઓ લાવ્યા છે.

**ચંદ્રાંગદ**—બહુ સારૂં. આવવાદો તેને.

( ક્રૂરસેન આવે છે, ને પગમાં પડે છે. )

**ક્રૂરસેન**—મહારાજ, મારાપર દયા કરી મને છોડો. હું કદી આવાં કામ કરીશ નહિ.

**ચંદ્રાંગદ**—ક્રુરસેન, તમારા કૃત્યના બદલામાં તમે ત્રણ વર્ષ કેદ ભોગવી એજ બસ છે. તેથી આજે હું તમને છોડી મુકું છું. અને આ રાજ્યમાંથી ખોરાકી પોશાકી લઈ તમારૂં ગુજરાન કરો. આયંદે એવું કાર્ય કરશો નહિ. ( છોડી મુકે છે. )

**ગુમાનસિંહ**—મહારાજ, હવે આ વરકન્યાના હસ્તમેળાપ કરાવી આપજ આશિષ આપો.

**ચંદ્રાંગદ**—( હસ્તમેળાપ કરાવે છે. )

**ચંદ્રાંગદ અને સીમંતિની—અનુષ્ટુપ. ૧૧૮**

થજો સુખી સદા જોડું, યાવત ચંદ્ર દીવાકર,
સતી સ્ત્રી શીલને ધારી, સ્વામી સુખે રહે સદા.
અષ્ટ પુત્રો થજો એને, ભક્તિવંતા સુશીલતો,
ઇષ્ટ સેવા કરી સાચી, પ્રભુ ચર્ણે રહો સદા.

( આશિષ આપે છે. )

**બ્રાહ્મણો**—ચિરંજીવી રહો, સુખશાંતિ ભોગવો. સુમાર્ગે દુનિયામાં વર્તજો. અને સદ્‌ગુણી થજો. અસ્તુ ! અસ્તુ ! અસ્તુ !

**સીમંતિની**—પ્રાણનાથ, માતાના વચનથી શુભ ક્રિયા નિર્વિઘ્ને સમાપ્ત થઇ છે. માટે આપણે સ્તુતિ કરીએ.

**ચંદ્રાંગદ**—બહુ સારૂં.

સર્વે—( સ્તુતિ કરે છે. )

આરતિ. ૧૧૯

જય દેવ જય દેવ, જય જય જગ રાયા, જય જય જગ રાયા.
બ્રહ્મા વિષ્ણુ સદાશિવ (૨) ન કળે તુજ માયા. જયદેવ. ૧
સ્વર્ગ પૃથ્વી પાતાળ, જળ સ્થળ તું વસીયો, પ્રભુ જળ સ્થળ તું વસીયો.
ભૂચર ખેચર માનવ (૨) હૃદય કમળ વસીયો. જયદેવ. ૨
ઘટ ઘટ તું ઘનસ્યામ, પશુ પક્ષી માંહી, પ્રભુ પશુ પક્ષી માંહી
જડ સ્થળ ને વૃક્ષોમાં (૨) વસીયો તું સ્વામી. જયદેવ. ૩
કર્તા હર્તા ભર્તા,, તું સરજનહારા, પ્રભુ તું સરજનહારા
રિદ્ધિ સિદ્ધિ બુદ્ધિ, (૨) દેવા દેનારા. જયદેવ. ૪
ભવમોચન ભીડભંજન, ભક્તિ વશ શંભુ, પ્રભુ ભક્તિ વશ શંભુ
સેવક નિશદિન તારું (૨) ચરણ કમળ વંદુ. જયદેવ. ૫
નિર્મળ તુજ પ્રભુ નામ, નિશદિન જે લેશે, પ્રભુ નિશદિન જે લેશે,
દોષ નિવારી તેના (૨) હરી સુખ તું દેશે. જયદેવ. ૧

( સર્વ પાત્રો ગાય છે. )

સર્વ પાત્રો— કલ્યાણની ગજલ. ૧૨૧

સહુ સભાજનો, નીતિ માર્ગ વિચરો, પૂર્વના પ્રકાશ માંહી પાયતો ધરો.
ભક્તિ મુક્તિને ભવ તરવા, એકજ ઇશ્વર નામ,
સત્ય શિયળને સહાય પ્રભુ છે, દર્શાવ્યો તમામ. સહુ. ૧
સીમંતિની સતીએ સેવ્યા, ઉમાપતિ મહારાજ,
ધૈર્ય નિયમથી વ્રત આચર્યું, સોમ પ્રદોષે આપ. સહુ. ૨
નિશ્ચળ ભક્તિ જોઇ નારની, પ્રસન્ન થયા કીરતાર,
બુડયો બાંહે ગ્રહી ઉગાર્યો, સતી તણો ભરથાર. સહુ. ૩
એવી નારી નિયમ ધારી, થાજો ઠામો ઠામ,
કરે પ્રાર્થના હરિસુખ એવી, પ્રભુને કરી પ્રણામ. સહુ. ૪

૨૧૭૫૩ સમાપ્ત.

# શુદ્ધિપત્રક.



| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪ | ૧૨ | સગુણા | સુગુણા. |
| ,, | ,, | કુંશાંકી | કુશાંકી. |
| ૫ | ૧ | શ્વસુર | શ્વશુર. |
| ૬ | ૮ | નાટક શોખીન | નાટકની શોખીન |
| ,, | ૯ | વાચન | વાંચન |
| ,, | ૧૦ | વાચન | વાંચન |
| ૧૬ | ૧૭ | હવ | હવે |
| ૧૭ | ૧૨ | સુચના | સૂચના. |
| ૧૮ | ૨ | સહીત | સહિત. |
| ,, | ૧૯ | પાઠશળા | પાઠશાળા |
| ૨૩ | ૯ | તે | તેં |
| ,, | ૨૧ | શિપાવ | શિરપાવ. |
| ૨૪ | ૨૧ | સત્યવતી સુમેધા | સત્યવતી-સુમેધ |
| ૨૫ | ૪ | વિનતી | વિનતિ |
| ,, | ૯ | ,, | ,, |
| ૨૭ | ૧ | ચીઠી | ચીઠ્ઠી |

૨૮ માં પાનાંમાં ૮ મી તથા ૯ મી લીટી એક લીટીમાં વાંચવી.

| | | | |
|---|---|---|---|
| ૨૯ | ૧૭ | તનદુરસ્તી | તન્દુરસ્તી. |
| ૩૦ | ૧૧ | તનદુરસ્તી | તન્દુરસ્તી. |

| પાનું | લીંટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૧ | ૧૧ | સુએ | સૂએ |
| ૩૩ | ૧૮ | વર | વાર |
| ૩૪ | ૯ | ઝમર | ઝરમર |
| ૩૫ | ૨૧ | અરે | અરે! |
| ૩૯ | ૪ | વસે | વરસે |
| ૪૦ | ૨૦ | સીદ્ધિ | સિદ્ધિ |
| ૪૨ | ૪ | દેવીકૃતિ | દૈવીકૃતિ |
| ૪૬ | ૧૯ | આ | આનંદ |
| ૪૭ | ૨૧ | સતિ | સતી |
| ૫૦ | ૧૧ | તેનું | તેમનુ |
| ૫૮ | ૫ | કકોત્રી | કંકોત્રી |
| ૬૨ | ૧ | ગાપ | ગોપ |
| ૬૪ | ૪ | બધા | બધાં |
| ૬૬ | ૨ | કિરણોથી | કિરણો |
| ૬૭ | ૩ | વિધિરે | નિધિરે |
| ” | ૭ | સુધા | સુધારી |
| ૬૮ | ૨ | વિયોગી | વિયોગથી |
| ૭૦ | છેલ્લી | સુગંધી કીર્તીના | સુગંધી અને કીર્તિના |
| ૭૭ | ૧૭ | ખાણી | ખામી |
| ૭૮ | ૮ | ને | અને |
| ૮૦ | ૧૩ | [ તમ ] | તમ |

| પાનું | લીંટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮૧ | ૧૪ | વહેલેરા વળજો | વહેલા વળજોરે |
| ૮૨ | ૫ | સાંભળો | હાંભળો |
| ,, | ૨૦ | સું | હું |
| ,, | ૨૧ | આવસે | આવેસે |
| ,, | ૨૨ | સઉ | હઉ |
| ૮૩ | ૨ | આવસે | આવહે. |
| ,, | ૪ | ચાલી | હાલી |
| ,, | ,, | સઉ | હઉ |
| ૯૪ | ૧૫ | પુત્ર | પુત્ર પ્રમાણે |
| ૯૯ | ૮ | વિનતિ | વિનતી. |
| ૧૦૫ | ૨૨ | અધીન | આધીન |
| ૧૧૪ | ૯ | તુઠયો | ત્રુઠયો |
| ૧૧૬ | ૩ | આર્યમા | અર્યમા |
| ૧૧૭ | ૬ | અ | આ |
| ,, | ૯ | રહીશું. | રહીશું |
| ,, | ૧૭ | જુંઓ | જુઓ |
| ૧૨૧ | ૨૦ | ધીરતે | ધરીને |
| ૧૨૬ | ૨૦ | બંધીખાતું | બંદીખાતું |
| ૧૩૧ | ૨૧ | તુઠે | ત્રુઠે |
| ૧૩૫ | ૧૭ | | ( ચંદ્રાંગદ આવે છે. ) |
| ૧૩૭ | ૨૦ | કારણ | કારણ ? |
| ૧૪૦ | ૯ | લખું ? | |

| પાનું | લીટી | અશુધ્ધ | શુધ્ધ. |
| --- | --- | --- | --- |
| ૧૪૨ | ૧૭ | તુઠયા | ત્રુઠયા |
| ” | ૨૨ | ગીતી | ગીતિ |
| ૧૪૫ | ૬ | સીમતિનીબ | સીમંતિનીબ |
| ૧૫૨ | ૨ | તરે | તારે |
| ૧૫૪ | ૧૪ | ઉઠી | ઊઠી |
| ” | ૧૮ | માંરા | મારા |
| ૧૫૮ | ૭ | તણો | તણા |
| ” | ૧૯ | તે | તો |
| ” | ” | સથે | સાથે |
| ૧૬૩ | ૨૨ | હોંય | હોય |
| ૧૬૪ | ૧૦ | બાળકા | બાળકો |
| ૧૬૮ | ૨ | મનમં | મનમાં |
| ” | ૨૧ | ચલું | ચાલું |
| ૧૭૨ | ૧૨ | રાજ્યારેહણ | રાજ્યારોહણ |
| ૧૭૩ | ૧ | શિતાજ | શિરતાજ |
| ” | ૧૪ | વવે | હવે |
| ૧૭૪ | ૩ | સ્વામવાન | સ્યામવાન |
| ૧૭૯ | ૧૮ | ચંદ્રાંગ | ચંદ્રાંગદ |
| ૧૮૦ | ૧૨ | રાજાન્ | રાજન્ |
| ૧૮૬ | ૩ | હી | એ |
| ૧૯૦ | ૨૧ | બહું | બહુ |
| ૧૯૧ | ૫ | કુરસેન | કરસેન |